કાળજે ખિરજ ધરૂ, રૂધીર ટીપુ નવ નિસરયું.પછે મનમાં આણી રીશ છેદવા માંડ્યું પોતે શીશ. લેજો મા ભરાની ભોગ; વચન એકીશલ ટાળજા રોગ શુભ વચન બોલ્યો તે સાથ માંમાં દઈને ઝાલ્યો હાથ. માગ માગ હું પ્રસન થઇ, તારા મનની ચીંતા મહ;લેશ નવ રાખીશ તારા હ્રદે. મન ગમે તે વાણ્ય વદે, અમર દ્રષ્ટે વરસ્યો મેહ દેવીયે કીધો; દેવાંશીદેહ. હરસીધે હાથ ફેરવ્યો શીશ; પ્રસન થયા ઉમીયા ઇશ માતાજી મન દૂંકુ તુને, હેત કરી આહો મુને તું પ્રથવીપતી રાજા થજો. તાહારા ગાજ્યો સહુકો જજો; કરજે પુન્ય પરમાથ કામ. નવખંડે તહારૂ નીજ નામ; ડોકી કહલ્પે નારજ થશે તુજથી દુખ લોકનાં જશે. ધીરવીર તું સાહસીક હોય, તુજ સાથે જીતે નહી કોય,ભીડ પડે સંભારે મુને, રક્ષણ કરૂ તે વેળા તુને. મહારો તાહારે શીર છે હાથ; અહરનીશ તાહરે હું સાથ; વીક્રમને આપ્યું વરદાન, આદ્ય શક્ત થયા અંતર ધ્યાન.

છપ્પો જે શેવે શીવશક્ત, જગ વશ તેને હોયે; જે શેવે શીવશક્ત, ગાંજી શકે નહી કોયે. જે શેવે શીવ શક્ત, અષ્ટમાં સીધ નવનીધ પામે; જે શેવે શીવ શક્ત, વેદના સઘળી વામે,. સાચે દલ શેવે શક્તને; અડળામણ તેને નહી કશી;શામળભટ કહે જુમ જીતીયો વીરવભરી જેને મન વસી.

દોહરા–એટલે શણુવા આવીયો, તેહ નવ જાણે વાત; શમણાની પેરે થયુ, મહીમા દીધો માત. ખાન પાન તરતિબ તર. સમરે ઇષ્ટ શીવ શામ; શુકન બાંધીને સંચરયાં, ગુણ ઉજણી ગામ, મહાકાળેશ્વર માહા પ્રભુ, આજ્ઞા તેની લીધ; પ્રસન પ્રસન પ્રસન છું, દીવ્ય વરદાન જુગદીશ, ગયા ગામમાં ગુણનીધી, ભુમીમાં નહી ભાર ઉદવસ્ત સરખું ગામડું, વીક્રમે કર્યો વીચાર, નુર નથી એ નગ્રમાં, રસ્યતમાં નહી રૂપ. લીલા લહેર જોઇએ ઘણી, જ્યાં ભરથરી સરખો ભુપ. સકે ભરથરી જુમી પડ્યો, શકે લુટાણા લોક; શકે પાપી પેદા થયો, શાહેરમાં દીશે શોક, સત શાહસ્ત્ર વીશે નશા, વીધન થયું છે વસ્ત; કહે કુણ નરપતિ પડ્યો,મહીપતી પામ્યો મરત, તેણે કાહાડી મુક્યો, કે ચુક્યો ચીત બ્રહ્મ, વીમાસણ વીકે કરી, ધારણ નહી એ ધરમ દેશવટો મુજને દીધો કહાડી મુકયો બાર;માન વીના મહીપતી રહુ એતો નહી વેહેવાર. વનીતા એ ઘણો વશ કરયો. રાયે કીધી રીસ; માર રાખો રખે, છેદાવે મુજ શીશ.

દોહરા–ધરે નેહ જે નાર, મહી પત જાણે મીત્ર. તેને મુરખ જાણજે, ગાગને જાણે પવીત્ર. છાનો રહુ એ ગામમાં, ચરચા જોઇ હું ચત; જો રહુ તો અહીં રહુ, નહીતર જાશુ પંથ, ચોપાઇ–પોતે વીચારી મનમાં પેર, ગયા પ્રજાપતિને ઘેર, વાસો રહેવા દો એક રાત, પંથ જાશુ પહોડે પ્રભાત;કરી ઠામ તે વાશો રહયા, સુવા કારણ સુખીયા થયા; પ્રજાપત શું કીધી પ્રીત, ગામ બધાની પુછી રિત. કુણ રાયને કુણ

પ્રધાન, રઇયતને કેવાં દે માન;પાન ફુલમાં પ્રાક્રમ પુર; દીસંતો દેવાંસી સુર રાણા રાવ સરિખા દીસંત, દેખી મન હરખી હસંત.

દોહરા—જેને ઘેર વાસો રહયા; તેને દુખ અપાર, રૂદન કરે હર્ડુ હણે; કલ્પાંત કરે કુંભાર; અતિ દુખ પામે આકળાં, જાણી નવ શકે કોય; વીક્રમ બેઠો વાસમાં;તે તો દ્રષ્ટે જોય. હાથ જોડીને પુછયું, માતા તુજને શું દુખ, સંકટ ભાગે તાહરૂં શીવ જી કરશે સુખ. મારે ઘેર તો એક છે, લાડકવાયો પુત્ર, તેને તેડું રાયનું ભાગે છે ઘર સુત. દુખ મોહોટું જે દેશમાં દુષ્ટ છે વીર વઇતાળ રે રોજ મારે માણસ એક, કર્તાંત સરીખો કાળ,એ દુખછે ગામમાં દૈત્ય માણસને ખાય; કર કરી આપ્યો તેહને વારાફરતી જાય; આજ વારો મુજ પુત્રનો; તેની સુને દાઝ; કાલ રાતે એને હણે આખો દહાડો રાજ,વિકો કહે છે વાત સુણ, કોણ નરપતિનું નામ;કુણ પ્રધાન કુણ પાટવી, ઉદવસ્ત થયું સવિ ગામ, સુકયાં વાડી વનસ્પતી, લક્ષણા .કયાં ગયા લોક; કેમ દેશ દેહવટ થયો, સહુને પડીઓ શોક. નબળો કુળ છે નરપતિ;પાપી કુશ પ્રધાન શાહાવત નથી કે શેઠીયો, નથી દયા કે દાન, કોનું રા / કોનું ચલણ, કુણ મર્દ કુણ સુર. રંજાડે રઇયત રાંકને, નરપતીમાં નહિ નુર, શુભક્ષ દુર ભક્ષ દેહમાં, દહાડી દુખ છે ઘોર ગડ હરામી દંડ દે કે ચરીયા કે ચોર, વનીતા કહે વીર સુણ, કહુ પુર કેરી પેર; દુખ સાંભળી દુખીયા થશો, આવ્યા દુખીયાને ઘેર; ભરથરી ભુપ ભુમી તણો નવખંડ નરપતી નામ જેવો દસરથનો દીકરો, રાજ્યરે શ્રીરામ. સુખ સાગર રઇયત સુખી. અધિપતી જેવો ઇંદ્ર;ભરથરી શોભ્યો ભુપમાં તારા મંડળમા ચંદ્ર; પુરપતી પરણ્યો પરેમદા,અદકી તેમાં એક; હેત ગણું તે ચતુરાતણું નરપતી સાથે નેક નીચ નમેરી નાર તે; એકલહિણુ તે અંક, કોણ જાણે શો પડયો, વજીર તણે શાર વાંક. વજીરનું નામ વીકો હતો, ઉતરયું રાયનું હેજ, તેને વનમાં કહાડી ઓ, તે સાથે ગયું તેજ; વનીતા વચન વિવેકથી; ભરથરી જીત્યો ભોગ, રાખયોગી વનમાં ગયો, જશવંતે લીધો જોગ, હસ્તી ઘોડા માલ ધન; નીગમુ ચકવેરાજ, તપ કરવા તીરથ ગયો. સાધન કરવા કાજ. ઘેર પ્રધાન એક વરડીઓ. રાજ ચલાવે રીત; નેક વાંકી નથી તહનો; પ્રજા ઉપર પ્રીત, બળવંતરાય બાહેર ગયો, ચતુરચતુર સુજાણ; રાક્ષસ એક પેદા થયો પ્રજાના લેવા પ્રાણ; આવે અચાનક. એકલો, અંતરીક્ષ ઉડી જાય; સો બસે દશવીળને, ખાંતે દુષ્ટ ને ખાય. ઉંચનીચ નરનારને કાં રાય કાં રાક; ભુંડે ભક્ષ કયા ઘણાં,વાળ્યો આડો આંક. કોઇ પ્રદેશ પરવાર્યાં કોઇ નાઠા નરનાર; શાણા થયા સહુ નીકડા, મનમાં કરયો વિચાર સ્નેહ દઇત્ય સાથે કરયો; વસવા દે એ ગામ નીત્ય માણસ એક આપશું,ઠરી રહો એક ઠામ; નારી નહિ બાળક નહિ, નહિ વરધ વિવેક,વારૂ જરૂર જવાનને. નીત્યે માણસ એક પ્રાતઃકાળે પરવરે રીધ ભોગવે રાજ; રાક્ષશ આવે રાતમાં, તન કરે છે તાજ, કાલે માહરો

મોહોટો જાશે પુત્ર; એથી દુખ બીજું કીયું ભાગે છે ઘરસુત્ર. પંથી કહે સુણ પરે-
મહા, ખાંતે સમ હું ખાઉં; સાટે તારા પુત્રને, જરૂરપણે હું જાઉ;દુખ.તારૂ તું તાજ
કર. કાળજડુ થીર રાખ; એ વાતે ઇશ્વર આણુ છે, સુરજ ચંદ્ર બે સાખ કાહાડુ
બાવઠ ગામની ચીતમાં એ હું ચહું. મારૂં પાપી દુષ્ટને એને જીવતો સાઉ.પ્રજાપતને
મિછ્છ્યો પુરણકીધિ પ્રીત, મંદીરમાં મોજો ચરા ચીત ધરશો નહી ચીંત કરો. પુરોપર
ણુવા જેટલો હરખ ઘણેરો હોય વીકો વાટ જુવે તીહાં. તેડવા ન આવ્યું કોય;એટલે
તેડું આવીયું, તેડે છે પ્રધાન, વીક્રમ સાથે ચાલીઓ, ચાવીને મુખ પાન. પરણવા
કારણ પરવરે જેમ દિપે છે વદન, હસનો રમતો સંચરયો બીક નહી કાંઇ મન;
ગયો રાજવી રાજમાં. ઉઠી સરવ સભાય;સીંહાસને સોનાતણું ત્યાં બેઠો જઇ રાય;
અચરત પામ્યા સરવકો, દીઠો; દેવાશી દેહ; કોઇ પુરશ એ કારમો, માણુસ અમરત
મેહ; આજ દીવસ રાજા તમો, કોહો મન ગમતિ વાત; રાત સુધી રહીએ અમો;
પોહોડુ દુખ પ્રતાપ, દુખ કહાડુ બધા દેશનું, મારૂ શતરૂ ઠામ; ઝાલુ પાપી જીવનો
તો શીશ શેવક નામ ચોપઇ–કહે વિકો રાજાશું અમો, કહુ તે કબુલ કરોને તમો;
મધ તેના લરાવો માટ. મુકાવિ દો વાટેવાટ. બાળ બાકળા વડાંને ખીર સાકર સર-
બત કેરાં નીર, દ્રાક્ષ ચારોળી મેવા પકવાન, ખાંડ ગોળ ઢગલે ઢગ ધાન, ઘેબર
પેંડા સુખડી સર, અતી કીધો તેને અંબાર; કસ્તુરી કેરા કદમ કરયા ભંડાર
બધા મેવાના ભરયા કસ્તુરી કેરા બેહક બરાસ, લીલા લહેર વારૂ વીલાસ; દર
વાજેથી દિપક ઓળ, એક ઉઘાડી રાખી પોળ; બાંધ્યા ચંદરવા ચોપાસ, વી-
વીધ શોભા કીધી વાસ; ચંદન કેશેર છાંટયાં છાંટણાં. કનકાયમ માંડયાં માંડણું,
વેરયા પુષ્પપારી જાતક ઘણાં. કુમકુમરોળ કીધાં તેતણાં, મોતિયે પુરાવ્યા ચોક
અજવાળાં ગુખ મેડી ગોખ. ઇંદ્રાસન સરખુ છે નામ, એમ શણગારયું બધુ ગા-
મ; એક સંવતસર સુણે ખાય; ભરી મીઠાઇ તે મારગ માંય, કઢયાં દુધ સાકરી-
યાં કરી, મુકયાં મારગમાં તે ભરી; પંચ સુધાના પાકાં તેલ, રાયે કીધિ રંગની રેલ.
પાન ફોફળ બીડી બરાસ, લવીંગ એલચીને સુખવાસ; સુખડી શીખંડ દહિના
મઠા. સાકર સરબત રૂડા રઠા. આવે પોળ દરવાજા બહાર, કીધો એર જોજન
વીસ્તાર ત્યાંહાં સુધી શોભા મહા મચી ચંદન કુમકુમ દુધડે રચી. મહીપત
મીઠાઇ બાંહેર બાંધીયાં, શહસ્ર અજા શોભીત સાંધિયાં. વાકલક્ષી બારકળશીતણા
ભક્ષ ભોજન માંહે નહી મણા. ધિરવીર પોતે વડ થયો, ઝાલી ખડગ અગોચરરહયો.
રાત ગઇ પુરો એક પહોર, ગયા લોક ને ઠોરેઠોર. એટલે આવ્યો વીરવઇતાળ,
રાજા મહીશનો ઠરતો કાળ. પીધુ મદીરા ખાધો ખીજ, રૂદયામાં આણુ બહુરીજ.
જેમ જેમ પગલાં ભરતો જાય, અમરત મેવા ખાતો જાય; ચાવે પાનને ચોળે તેલ,
કરે કલોલ રાજી થઇ ખેલ;બળબાકળા આહારજકરે, તેમ તેમ હઇડુ એનું ઠરે, આ

જના રાજા તુજને ધન, ત્રોત કરયુ તે મહા મન, સાકર રસ સોપારી ખાય, રંગ મોહોલમાં આપે જાય, દોહરા—હસતો રમતો ત્યાંહાં ગયો, જ્યાં રાજા દરબાર; માણસ કોઇ દિઠો નહી. શોભા સારોકાર. આવ રાજા તું આજના, કરૂ તુજને હું નહાલ આગ માગ વર મુજ કને વધુથી અદકો વહાલ; નિશ્ચે તુજને નહી હાણુ, સત્ય વચનનો કોલ. તરતીબ જોતાં તાહારિ, બુધ્ધ વીચારી બોલ. પરીયા સાત હજારનો, બોલ કોલ ભલો ભાખ; ઘાત કરૂ જે તાહરિ શીવ સુરજની સાખ.

ચોપાઇ—નરપતિ આવીયો નમ્યો, જુહાર કરયો તે મનમાં ગમ્યો; તમ પાસે જોરજ કેટલું, માગુ તમ પાશે તેટલું. તમારૂ તે શું છે નામ, સારાં નીપજે તમથી કામ; મહારૂ નામછે વિર વહતાળ, ક્રોધ ભરયો કતાંતજ કાળ. મન ચીતવ્યાં મહા કામજ કરૂ. સ્વર્ગ મૃત્યુ પાતાળે સચરૂ, બાવનવીર તણા શીરદાર, મહારા પાક્રમ અપ્રમપાર. શકતી હરસીધનો માથે હાથ, તેથી સરવ સરશે તમ કામ; ઈંદ્રાસન બ્રહ્માસન જાઉ નાહાલ કરૂ જે પ્રસન થાઉ; કોપ કરૂ તો લઉ પ્રાણ, અદ્રષ્ટ વિદ્યા ગુણ છે જાણ; લઘુલાઘવી વીધા કરૂ, પલક એકમાં પ્રથવિ ફરૂ, જુદ્ધ કરતાંમાં નવ હારીયે, જોર કરે તેને મારીયે. એવું જાણીને તું માગ, પ્રિત ધરી તું પાએ લાગ. વિકો કહે વચન મુજ આપ. કોઇ કહે અમારાં કાપ વચને બાંધિ લીધો વિર, સતવાદીયો તે સાહસ ધીર; વચન ભ્રષ્ટ જે કોઇ થાય તેને માતા હરસીધ ખાય.

દોહરા—પ્રથમ તો તુજને કહુ, મન વીચારિ જોય; વરસ દિન ઘડી પળ, મુજ આયુશ કેટલું હોય. આવરદા જે માહારો, કહો તે સાચું સત્ય; તો વીસ્વાસ આવે મને, સ્વર્ગ સુધી તુજ મન, વાયુ વેગે સંચરયો બ્રહ્માસદ જ્યાંય; કરજોડી ઉભો રહયો, મહારાજ બેઠા છે ત્યાંહ, વીકો નામે માનવી, હેતશુ પાડી હોક; આયુષ તેનું કેટલું, કહોને પોહોચે કોડ, વરસ એકસો પાંતરી, ઉપર મહીના સાત; દશ દીવસ પંદર ઘડી, જઇ કહો તેને વાત. કમળ પુજા કરશે કોડથી, શીવ શકતી પ્રસન સાર; ફરી આવરદા ભોગવે, વરસ સત અગીયાર, વદન નામ્યુ વીશ્વપતિને, મોછી સવળી પેર; એક પલકમાં આવીયા; ઘણા હેતથી ઘેર, માંડી વાત કહિતેહને વરસ માસને દન; અધીક ઓછું એમાં નથી, માનજે સાચુ મન; મહીપત કહે મેં માનીયું, દોલ ઓશીંગલ થાઓ; એક દીવસ વધારવા, પાછા ફરી ત્યાં જાઓ. આવરદા એક દીનનો, વધારી આપે મુજ; તો તે માગ્યું આપીયું, સાચુ તે જાણ્યું તુજ; વચને બાંધ્યો વીર ગયો, જ્યાં છે પુરૂષ પુરાણ; કરજોડી ઉભો રહયો, વીસ લાખ કરયાં વખાણ, મહારાજ મુજને તમે કહો, વિક્રમ જે માનવી જન; તેનુ આયુષ્ય વધારીયે, અદકો એકજ દીન, લાખ વશા મુજને કરયાં, પુરી મહારી આશ; એક દીવસ તેનો વધે, પામુ સુખ વિલાસ. ગોવિંદ કહે ઘેલો થયો, મોટા એનો મરમ; વધે ઘટે નહી કોઇથી જે લખાણું કરમ, આવ્યો વીર નીરબળ થઇ; સાંભળ રૂડા રાય.

માગ કાંઇ બીજું અવનવું; જે ઇચ્છા પુરી થાય.

ચોપાઇ–કહે વિકો તમે પાછા જાઓ, આપ્યું વચનઓશીંગલ થાઓ; વચન ફેરો જો થાશે લોપ, કરશે આત હરસીધી કોપ; વધે નહીતો કરજો વિવેક, ઘટાડી લાવો હાડો એક; વિર ઓશીયાળો ઝાંખો થયો, પાછો ફરી તે સ્થાનકે ગયો, તમ પાસે મેહેનત માગીએ; તમને ઘણું પાએ લાગીએ, વધતાની પુરો નહી આશા, ઘટાડો એક દિવશ કે માસ. સાંભળી વાત બોલ્યો શ્રીહરી; મુરખ પુછેછે ફરી; લખ્યો જે વિધાતાએ લેખ ઘટે વધે કહી તેમાં રેખ, બીંદુ પડ્યું જનુની પેટ. છઠે દીવશ લખાણું ઠેઠ; સુની દુખ હાણુ વરસ જે હોય, મટાડી નવ શકે તે કોય, લક્ષ ધન કરજો અડાં; અયુષ્ય ન વધે એકજ ઘડી; બ્રહ્મહત્યા નીત્ય પાપી રટે, વડી આયુશ તેનું નવ ઘટે, સારૂ કરનાર સારાં જોગવે, ભુંડું કરનાર ભુંડુ ભોગવે લખ્યું વિધાત્રી તે સહી. ઘટયા વધ્યાની મેખજ નહીં. છપ્પો–લખ્યો ચિત્ર વિચિત્ર, ચરિત્ર ચારૂ કરૂ રૂપ દેખો; મંત્ર જંત્ર જળતંત્ર વછ લંછન કર લેખો સંચ પ્રસન સયાન; પ્રયાન કરો પ્રદેશે; વ્યાકરણ વિદ્યા વેદ વાણી વર દેશે, ગુફા ગરફમાં રહે કો રણ મારગ દેં; શામળ કહે રેખા કરમની, જંત્ર ભાર વધે નહી ઘટે.

દોહરા–કોટ ઉપાય કરે. પ્રપંચ બંધન લેહ, કરયું નવ થાય કો તણું; વાણી બોલે વેદ ડાહાપણ કળ વીકળ વિવેક જુગ જાણ; મુરખ જાણે જે કરૂ, પુરણ લખ્યું પ્રમાણ અન તો પાણિ વજન નેત્ર પલકારા જેહ, સ્વાસો સ્વાસ દમો કમી, સરવે લખ્યા વશ એહ. નિંદ્રાજાગ્રત સ્વપ્ન સુખ, ધરમ કરમ પરીવાર. લખ્યા વછ સહુ ભોગવે, શું કહું વારવાર. જપ તપ ને પુન્ય પ્રાક્રમી અસત્ય અન્યા જે આપ; અધર્મ અન્યા આચરે. તે તો લખ્યા પ્રતાપ.

છપ્પો–થીરરહે જો ચંદ્ર. ઇંદ્રાસન ડોલે દશ દિગપાળ, આળ સત્યવાદી બોલે ચળે અવની પુરવ મેર, ફેર શ્રાંદ્રો મંડાણી વહે ઉલટી જો ગંગ. સુતી સતિ વ્રત ખંડાણી; અનિલ મન બાંધી રહે. કોઇ કાળે વંઝા ફળે શામળ કહે રેખા કરમની તેતો ટાળી નવ ટળે.

ચોપાઇ–કરમ રેખાની હકીકત લહી, વૈતાળે વીક્રમ આગળ કહી બીજું માગ જે મુખથી મળે. લખ્યો લેખ ટાળ્યો નહીં ટળે કહે વીક્રમ તારૂં શું જોર. વચને બાંધ્યો મારો ચોર. ધશી ચોટલો ઝાલ્યો તે દીશ. કાહાડયું ખડગ છેદવાને શીશ ઘણાક લોક હણ્યા છે તમો તેનું પાપ પ્રકાશું અમો, તુજ ઉપર રૂઠયા છે ઇસ, સાંભળ તારૂ છેદુ શીશ. ઘણા દીવસનું પ્રગટયું પાપ તેતો તાહારૂં ભોગવ આપ; કાળ માણસનો તું કાહાવીયો તે દહાડો તાહારો આવીયો; તુંતો મને ન મારી શકે, મુજ આવરદા ખુટયા પખે, એકશો પાંત્રિશમાં પંદર ગયાં, બાકી ભોગવાનાં રહયાં; વચન આપ્યું તેજ ગયુ, જીવનું જોખર તાહારૂ થયું કોલ આપ્યો તેન અપાય, તેતુજથી

કેમ ઉથાપાય; સંભાળ તું હરસીધ માત, કરંછુ તાહરી દેહની વાત. કોટી ઉપાયે નહિ મુકીએ, ચોટ ચડ્યો તે કેમ ચુકીએ; શામ દામ કરશો બહુ ભેદ; નહી જીવતો મુકુ વેદ. વઇતાળ કહે સીધુ સાંભળો, મારો ઉસ્તાદ તું મોટો મળ્યો, સીસા તું શતરૂનો શલ્લ, મલને તું તો મળ્યો પ્રતીમલ; આપ્યો કોલ દલ હેતેથી હાથ, હું વેચાણુ છું તાહરે સાથ; ઉગારે જીવ તું માહરો, ચાકર રાખ, હું તાહરો, ચીતમાં આવે તો ચાકર રાખ, સુરજ ચંદ્ર બે આપુ શાખ.

છપ્પો–ભોળો થાય શતરૂ સાથ, તે ફંદેમાં રૂચે;શતરૂને જાથે શરણુ, જીવ પોતાનો ખુવે. દેખાડે દુશમનને ઠામ, ઠામ ઠેકાણું જાશે; શતરૂનો વીશ્વાસ, કરે તે ખત્તા ખાશે શતરૂને જે ગુણ કરે, દયાઆણે જેદેહમાં;શામળ કહે,દુખ પામશે,નર અજાણ્યાનેહમાં

ચોપાઇ–વીર કહે છે તું છે ધીર, શોધી જોતુ આપ શરીર; મુજ સરખો માગ્ય નહી મળે, ભુપતી તાહરૂ ભાગ્યજ ભળે. લાગ્યો પાય નેહશું નમી, તેનો વાત વીકાને ગમી; તારાથી કાંઇ પ્રતિજ્ઞા લેઉં, ત્યારે તુને મુકી દેઉ. પાય નમીને બોલ્યો વીર; સોંપુ તુજને સર્વ શરીર, મુજ સરખો ત્રણને નહી મળે, મહારૂ કારણકા નહીકળે; અહનીય તમ પાસે રહુ, કરૂ કામ જે મુખથી કહુ, વીક્રમ કહે શેવક શકિતનો તુ હરસીધનો હજુરી હું; એહ માતને વચમાં આણુ, પોતાના ઉગારો પ્રાણ; માહરૂ વચન કરે નહી લોપ, કો વેળા ચડાવે કરોધ જ્યારે સમરૂ ત્યારે પાસ, મુજ ખરીદી લીધો દાસ હવડાં ખાર મનમાં નવ ધરે, અજીત કામ કહુ તે કરે. પરછાયાની પેરે પળે, રાત દીવસ રહે મુજ તળે કહે વૈતાળ સાંભળરે ભુપ, તું દિસે છે કારણરૂપ; હીંમત તારી ચીતમાં ચહે, બીજો કુણ મુજ સાથે વઢે; તુજ સરખાને હું ઇચ્છતો પુન્યવંત પ્રાક્રમી પ્રિછતો. દોહરા–વીરજીત વીક્રમ હતો, પ્રાક્રમ બાધુ પુર, વાગ્યાં નગારાં જિતનાં શીર ઉગમીયો શુર મંગળ ઓછવ ઘેર; ચાલી વાત ચોપાસ;વીકે જીત્યો વીરને, પોહોચી મનની આશ. ચરણવ ઉલટયો હરખનો, ગુણ જશ ફેલ્યો ગામ; જીત્યો વીર પુન્ય પરાક્રમે, કરયુ વિક્રમારક નામ;ઘેર દદામા ગડગડે, પુરણ શોભા પેર; દુધે ઉમરા ધોઇયા, તોરણ બાંધ્યા; ઘેર કુમકુમ છડા દેવરાવિયા, કોડે દીવાળી દિસ; અમરત ધન ઉજેણમાં, પ્રશન ઉમીયા ઇશ, મરણવાત સહુનેટળી એથી કેશ હરખ ઇશ્વરથી એનો અપીય કહાવોકલ્પનો વ્રક્ષ;જીત્યો કતાંતજકાળને માણસ તણો જે કાળ એથી તે ઓછવ કીયો, વધો વીર વૈતાળ; કો પુજન કરેવીપ્રનાં, કોઇક પુજે દેવ, વેરે પુષ્પ કો વાટમાં, કરે સતગુરૂની શેવ. કુમકુમ રોળરંગે રમે, ગાયે ગોવીંદના ગીત; કોઇક દે વધામણાં, પરબ્રહ્મ ઉપર પ્રીત કોઓછ વઅદકો કરે, ધરે આભુષણ અંગ; કો નીચ કો ઉછળે, કો કરે રાગને રંગ. વંધ્યા પામપુત્રને નીરધન પામે ધન; તેમ સઉને ઉલટક તે મારવું પડે. તેની હત્યા માંથે ચડે; તોયે અહાર પુરો ન થાય, ચીતમાં મોહોટી ચીંતા થાય. એક દિવસ નવ ભાગે ભુખ,તેનુ

મહારા દેહમાં દુખ. તમ ઉપાશીક મુજને કરો, ભારે પેટ અમારૂ ભરો; કરૂ પ્રતીજ્ઞા તે લે જોઇ; તાહારૂ થુંક ને માહરૂં લોહી; વાગે તુજને ત્યાં વાંશો ધરૂ,તે વાતે નહી સંસા કરૂ. તારૂ મનમાં ગાળુ વાડ, તુજ શતરૂના ભાગુ હાડ; આપો આહાર સુખે તેડજો. ધરી ધુંસરી ખાંતે ખેડજો. ભોગ આપતાં કરશો ફેક,તે દહાડે સઉ લોકના ભોગ આપતાં ચુકી જશો, તે દહાડે દેહ દુખિયા થશો, કર ઉપર બીજો કરકરી, વચમાં આણ્યો અધીપતી ઈંદ્ર શાક્ષી રાખ્યા સુરજ ચંદ્ર, વચમાં આણ્યા શીવને શકત, દેવ શાસ્ત્રનીવાણી વત; વચમાં આણ્યા હરસીધ માવડી, સમખાધા પુજી પાવડી સુખસાગર રાજસની રીત, અરસપરસ કીધી બહુ પ્રીત; એકજોર હરસીધ હાથમાં, બીજા વીર બાંધ્યો બાથમાં મહાકાળેશ્વર પ્રસન થયા.દેવાધીએકાધી દયા. સાત મણ ખીચડાને ત્રણ મણ તેલ, થઇ સઉને રંગની રેલ;બાર મણ બાકળા ખટ ખીર, વીકે સંતોખ્યો મહાવીર, પંદર મણ કુર દશ મણ દાળ;ઘરત અઢી મણ શોભીત શાક, સવામણ શોભીત સુખડી, ભાગે નીત તેની ભુખડી; મધમાંસ તજાવ્યુ તરત, જીવ હંસા મુકાવી વ્રત; કરવું પુજન નવ કરવું પાપ, તેની વેદપુરાણ છાપ. માણસનાં તે બાળત્યા પાપ, કરી પ્રતીજ્ઞા અદકી આપ પાપીને કરાવ્યું પુન્ય નીમેખ માત્ર ન રાખી નુન્ય, જીત્યો વર તે કીધું કામ વિક્રમાજીત વિકાનું નામ; ત્રીલોકનાથ તેને તરૂઠીયો, અમરતધન વેગે ઉઠીયો.

હવે મહીપત જોવા મન, ટોળેટોળાં નરનારનાં, રાજદરબાર જાય;તલપડે તેટલી જગ્યા નહી,સુરની શોભા થાય;કાંશી ત્રાંબી નવ ફેરવી,ચોખુટે ચોવાટ, વરણઅઢાર આદે સહુ; વખાણે ચારણ ભાટ, વાજાં વાગે વીધ વીધે; મહાહલ રૂડા રંગ; કેસર કસ્તુરી કુમકુમ શોભા સુંદર સંગ, નીરખે રાજા વીરને, જય જય શબ્દ બોલાય ચંદન કેરા છાંટણાં ઓછવ મંગળ ગવાય; વીપ્ર આશ વદે ઘણી, ભલે ભલેરાભાટ. ચારણ ચાતુરી ચળવે નઉતમ શેણના ઘાટ; સ્ત્રીઓ કરે ઓવારણાં, પુજપ્રેમે પાય; ધન ધન સહુકો કરે; આનંદ અંગ ન માય;પટા બીશેક પ્રેમે કરે, શીર શોનાનું છત્ર; દેવનંદિ ડાહરા, લખીને આપ્યા પત્ર; મોતી વધાવ્યા મેહની, રત્ન અમુલખ કરોડ; કોટીક લાખ ભેટો કરે હિરા માણેકપોડતોળે નીર અરણવ તણો ગણુતા નવગણાય તે થાનક શોભા હવી, કહીયે કળી ન જાય. ગ્રંથ ખજાનો માલ ધન, લક્ષમી થઇ લક્ષ લાખ;અગણિત અલખતતાં ગમે, શાસ્ત્ર પુરે શાખ; આનંદ ફેલ્યો અતી ઘણો કીધાં સહુનાં કાજ; માળવ સુખ ઉજેણનું; વીક્રમ પામ્યો રાજ. નગ્ર ભોજનભાવે કરે, સ્વપ્નામાં નહી શોક; રાત પડી રળીયાતમાં, ગેર ગયા સહુ લોક. તુરંગ તેજી વાંકડા,મદઝરતા માતંગ. ગડેગડે નાદ નીશાનનાં;અધિપતી ફુલ્યો અંગ;સુખાસન શુભ મોકલી જ્યાં પોતાની માત; રૂખી સહીત સહુ તેડીયા. કહી સુખ દુખનીવાત ત્રણે માતને પુત્ર બે, ભાવંતા પામ્યા ભોગ; ખબર પામ્યા સઉકો પછી ભરથરીએ

હીધો જેમ. વિક્રમસેન મળવા જશે,જ્યાં છે ભરથરી ભ્રાત;સંદેહ આગળ ભાગશે કેહેવાશે બીજી વાત રૂડા જશ રૂખી પુરણ હરસીધ તણો પ્રતાપ રાજ પૃથ્વી તણું, મહ કૃપાથી આપ. પુર પ્રધાન પેહેલા હતા ધર્મ કામે કર્યા ધીર. દીપક દશોદી સહુ શકી કાપો વડો વજીર; અનંગ સેન્યાને જઇ મળી; પ્રીત પ્રણમી પાય; એ પ્રતાપ સહુ તાહરો જુગતિ આપી જગ;વીચાર કરી મન વિક્રમે શકિત પ્રતાપે સુખ; રાજ ચલાવુ રામનું; દુખીયાના ભાગુ દુખ ધન જોબન છે સારમાં;જેમ આવે તેમ જાય; જેના જુગમાં જશ રહ્યાં, ધન ધન તેની માય,ધન હરિશ્ચંદ્ર રાયજી, કરણ યુધીષ્ટિર જાણ; એવાં નામ જુગમાં રહે, તો જીવતર પ્રમાણ,

ચોપાઇ—એમ વિચારયું વીક્રમ વીર; ધરમવંત ધોરંધર ધીર; રાત અડધી જયારે ગઇ; લોક સહુ સુતા સુખીયા થઇ, સુતા પાયક સુતા પ્રધાન,જાગે રૂડો વીક્રમ રાજન; આજ હરખ છે સહુને સુખ, જોઉ કોની દેહમાં છે દુખ. ચરચા જેવા મામળ તણી,ઉઠયો આપ ઉજેણી ધણી.વાળી કાયા વાટની કશી ધાયો ધરમ જેવાને ધરી; ખડગ ચોધારૂ હાથે ધરે;ગલીકુંચીઓ જેતો ફરે,નવતેરી નગરીના ઘાટ, દશે દિશાની જેઇ વાટ, પેહેલે દીવસે વાસો રહ્યા તે કુંભારને મંદિર ગયા; મા દીકરો જાગે છે નેટ, કરે રૂદનને કુટે પેટ; વીક્રમાજીત ત્યાંહાં જેવા રહયો, ત્યાંહાં તો એક તમાસો થયો; રયો પંખી આપણે ઘેર જેજે કર્મ કેરી તે પેર, સકળ ફળ્યો. તેને જુગદીશ, રાજ છત્ર ધરાવ્યું શીશ;પુત્ર કહે મા તારો વાંક, તેતો મુજને કીધો રાંક આહારે ઠામે એ મરવા ગયો, અધીપતી ઉજેણનો થયો; જીત્યો એ વીર વૈતાળ;અસંખ અલેખે પામ્યો માલ; જે તું મુજને જાવા દેત; લાખો માલ હું સરવે લેત, વઇતાળને પમાડત અંત, ભંબીખાને નાખત તરત ત્યારે ધન સહુ કહેતજ મને. પનોતી કહેતજ તને;ને સરવેની ઉઠી વાટ. મુજને જાવા ન દીધો શા માટ;જીવતર માંતો ઉઠી વેઠ. એમ કહીને કુટે પેટ. શીશ કુટેને ધાઠે રોય, તેતો રાજા દ્રષ્ટે જોય; એ પંથીનું માઠુ થજે, માહારૂ ધન લીધું તે જજે. માહારૂ ધનને મહારૂ રાજ; ભોગવશે તેની મુજને દાઝ; મા દીકરે કરી મન રીસ, ભુંડી ગાળો દીધી દસવીશ આપ કરકરા બોલ્યા ઘણા, અવગુણ ગાયા અધીપત તણા. કહે પુત્ર કરજો એમ માત,નહીં તો હું ત્યાં જાત, ખાવા આપત એહને; સંતોખત દુષ્ટની દેહને,; પ્રસન્ન માત તો ટળતા દાઝ, માલ ખજાનો પામત રાજ; ભુંડી રાંડ વણસાડસો અરથ, ગયો હાથથી ગુણ જશ ગ્રથ. માત તને મારૂને મરૂ. એ દુખ કેમ છંડે ધરૂ,રાજા બાહાર નિસરયો;કહો ભાઇ દુખીયાશુ અમો, મારતા હોય તો મારો તમો. તાકતા હોય તો માલ વશેક, પુંજીમાં છે ધંધો એક; કામ હોય તે તો લઇ જાઓ. માટલાં વીક્રમાં સાઓ; આ અમે મરીતે છીએ આજ, તું મારે તો થાયે કાજ; કહે નરપતી મારે નહી કોય; સાચું બોલ મુજ સામુ જોય, સાચું બોલજે વીગત વાણ, જુઠે તો

ઇશ્વરની આણુ કહે કુંભાર સાંભળ તું ચોર, ઘણુ દુખ છે માહારે ઘેર; ૫થી એક રહ્યો મારે ઘેર, પાપીની રૂડી પેર; કપટી કુડોલ પટ ગંડ,દુઃખ દીધું તેણે મુજ દંડ; માહરો સાટે તેતો ગયો;અધીપતી ઉજેણીનો થયો;ઘણો અલેખે પામ્યો અથ,માહરો ન સર્યો એકે અરથ. તે માટે તે દુશ હઇડે ધરૂ, આપઘાત કરીને મરૂ;જીવ કાહાડતાં શાનું દુખ, કહે રાજા સાંભળજો તમો, ઘેર રહયાતા તે તો અમો; સાચા શમ દીધાં એધાણ; ઓળખ્યો રાજા ચતુરસુજાણ; સમરથ પામ્યો ગ્રવ રહી નુન્ય, તે સરવે ભાઇ તાહરૂ પુન્ય;તાહારા મનની ભાગુ દાઝ;આવ ભાઇ બેસારૂ રાજ. કોડવાર સાચુ કહુ કથી ઇશ્વર આણુ તે જુઠુ નથી; કુંભાર પ્રીતે લાગ્યો પાય, માહારાજ રાજ મુજથી કેમ થાય. ગધેડા હું ચારણ હાર, તે શું જાણે રાજ વીચાર .બેઠો માટલાં મોટાં ઘડુ. ને હાથી ઘોડે કેમ ચડુ;રીક્રમ કહે સાચી કહુ વાત, રોતીતી ઘરમાં તાહરી માત. મરવા ઉપર તાહારૂ મન; સત પુછું પોતે રાજન.

દોહરો—કહે કુભાર સાચું કહુ, નથી રાજનો અરથ; મરતો તે માટે હતો, માહારે જોઇએ અથ. રીઝી ખાઇએ રોટવા, દુખડુ કરીયે તાજ, ઘણું નાણું ઘેર લાવીએ; રીદ્ધસીદ્ધ પામ્યા રાજ, માટીચુંથવી નવ પડે, રહેનાતમા નામ;સમ દીવે સાચુ કહુ,માહારે દામનું કામ;રૂડી વાતે રીઝીયો, વીક્રમે કરયો વીચાર પ્રાતઃકાળે તેડીયો દલરડે દરબાર. સર્વ માલ સમરપીયો અગણીત કાકઈ કરોડ દુખ ફીટ્રીને સુખ થયું. ગયા ઘેર મોડા મોડ; ધીરવીર દાતારદલ, પરદુખભંજનહાર;નથી થયો અવની વીશે. સાચ તે સંસાર ઓળખ્યો નગ્ર ઉજણમાં પહુવો એ પ્રમાન, અસ રાજ એહનું, મહીમા મોટા માન દાતારનું મન રીઝશે કુડાને મન કોપ સતવાદીને સોહામણું, લડતાણુ તન લોપ. પારકાં દુખ એ ભાંગશે, ભાગંતા પામશે ભાગ; વ્યાપે શોક વ્યાપે નહીં, રૂખ રહે નહી રોગ. વીજોગ રહે નહી વાલા તણો, નીરમળ રહેશે મન ધીરજ ન હોય ધંધલ હુવે દાતા જાણે કનકન; સર કરેસીતાપતિ, હેત હરિશું હોય ભુત પ્રેત પીડ નહી ગ્રહ ગજ નહી કોય, પુન્ય કરે પરમારથી, લક્ષ કોટીધા થાય;પરીયા ઇકોતેર સત તરે પાંચે પાતીક જાય, એવું સાંભળી આપશે અન્ન વસ્ત્ર દક્ષણાદાન; આ લોક સુખ પામશે, પરલોકે પ્રભુ માન. કહે પુતળી ભોજ સુણ કથા સાંભળો કરણુ એવાં પ્રાક્રમ જો કરો, ચતુર નરનો ચરણુ એમ કહીને ઉતપતાં આપે ગઈ આકાશ. એહ કથા પુરણ હવી,કેહે કવી સામળદાસ શ્રોતાવકતા સમજતા કહે કવીતા કરજોડ; શામળભટ કહે ભોજને, જયજય શ્રી રણછોડ.

## વારતા ૧૧ મી કળસની.

**બાળા નામની અગીયારમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાયનમઃ શ્રી સારદાયનમઃ દોહરા-વાહ વાદની વરણવું પુજુ ગણપત પાય; કરૂ દ્રષ્ટ અવિલોક, બુદ્ધ પ્રફુલીત થાય, શુદ્ધ બુદ્ધિ બે સ્ત્રીઓ લવાભ બે તન વેપાર કામ કરનાર છે, મોટું તેનું મન. અષ્ટ શીધ નવનિધ ધને રત્નાગીરીએ વાસ; મન વાચ્છીત ફળ દેયણો, પુરે સરવે આશ; પીતળ કે મહાદેવજી, પારવતી એની માય, મોટો એતો વિશ્વમાં સરવે પેહેલે પુજાય. નઇવેદ જેને મોદકા, સઘળી વરતમાં સાર; પ્રથમ નામતો એહનું દેવવડે દાતાર; સરવ સમરથ એને ધણી, અલખતનો નહી પાર. પ્રથમ પુજા એહની કરે; સહુકો નરને નાર; શુભ કામે લે એહનું;નીરમળ રૂડું નામ;સંકટ હરે એ સર્વના,કરે મનવાંછીત કામ, વરણવુ વિક રમશેશને રાખો મારી લાજ. કરૂણા નીધી કરૂણા કરો, બટુક ભઇરવ મહારાજ. આદ્યશક્તતું ઇશ્વરી, સનખપુરમાં વાસ બહુચરબાળા ચંદરી, તે રાખો મુજદાસ; કળયુગમાં પ્રગટ સદા, તેજ પુંજ પ્રકાશે; તે તો માતા બહુચરી, પુરે માહરી આશ; ધારા નગ્રનો રાજીયો ભોજરાજ મહા સુર, ચતુર શીરોમણી આગળો; નારાયણનું નુરશીંહાસન શુભસજ કરયું ભોજન કરાવ્યું ગામ; સુહુરત જોઇ કરી બેશણવાલીહામ પ્રણામ પ્રદક્ષણા કરી, ધરે શિંહાસન પાય; બોલી બાળા પુતળી, રેહે રેહે વેગળો રાય. સીંહાસન ઈંદ્રનું, આવ્યું વિક્રમવિના હાય, એવાં પરાક્રમ જે કરે સ્પર્શ કરે એ સાથ. બીજો બેશી નવ શકે, વિક્રમવિના નહી કોય; ભોજરાજ બેશીશમાં, વિક્રમ જેવા નર હોય. રેહે વેગળો તું રાયજી, નહી બેઠાનું કામ; પગમાં ધરીશ પ્રીતે કહુ બેઠો વિક્રમ ઠામ.

ચોપાઇ-ચેત્યો રાજા ભોજ સુજાણ. રહયો ઉભો જોડી બે પાણ વિક્રમ મહીમા સાંભળુ આજ, તોતો રહેશે મારી લાજ. પુતળી પગે લાગુછું તને, વીકરમ ચરીત્ર સંભળાવો મને, તેવો થાઉં નો પગજ ધરૂ, નહીતો એની પુજા કરૂં; બાળા કહે સાભળ નર નાથ. બેસો હેઠા જોડી હાથ; કહુ વાત તે સાંભળો અરજ જો હોય સાંભળવાની ગરજ, સનમુખ હુંકારો દીજીયે, વખાણ વિક્રમનાં કીજીયે; સભા સહુ સાંભળવા રહી બુધ વિચારી બાળાએ કહી બાળા તે કો વાતજ કરે ભોજ રાય રૂદેમાં ધરે. પુરૂ પુન્ય પ્રગટે છે ઘણું. સુણે વખાણ જે વિક્રમ તણું. માળવ મુખ ઉજેણી ગામ, વીકરમાજીત રાયનું નામ; આદ્ય સુર નાયકનું અંશ, મરત્યુલોક માનવતો વંશ દીસે દેવતા કરી જોડ, પુરે સઉના મનના કોડ; આહા દુખીયાનાં ટાળે દુખ, પ્રજા ઘણું પામે છે સુખ; ધન ધન એહની માતા

દુખ; કંઇ ભીક્ષુકની ભાગી ભુખ, સકળ વારતા ચાલી ઘણી, ચકવો આણુરૂ એ તે તણી; ભલી આણ ફરે ભરતખંડ,દેઇ ન શકે કો તેને દંડ, સુખ પામે છે સરવે લોક, કોઇને નહિ વ્યાધી કે શોક; કોઇના જીવને નહિ સંતાપ, આનંદ સઉકો મનમાં આપ; ફળે વનસ્પતી બારે માસ, વરતે પુન્ય પ્રજાને પાસ; સતવાદી સહુકોની વેહ, મનના માગ્યા વરસે મેહ; સોંઘા અનને સોંઘા ધાન, માગણ તો પામે બહુમાન; સઘળા દેશ માંહે છે સુખ, દુનિયામ નવ પામે દુખ; પશુ પક્ષીને નવ મારે માર, ઘોરી ઉપર ના ભરે ભાર; પીડા કો વિપ્રને નવ કરે, સગળે આણ ધરમનિ ફરે; મહીપત હરસીધ મન ભાવિયો, પંચદંડ જીતી લાવીયો; જેવો અવનવો હોએ ઇંદ્ર શુકલ પક્ષનો શોભે ચંદ્ર; પ્રધાન રાજ પોતાનું કરે, પોતે પરદુખ ખોતો ફરે; એક સમેપડી છે રાત, રાયે વીચારયું રૂદયા સાથ; સુતાં માનવ જાતો જાત, મહા ભયાનક દીસે રાત,; અંધકાર દીસે ઘનઘોર; કોઇનું નવ ચાલે ત્યાં જોર; ભય કોના મનમાં નવ ગણે, વાઘ વરૂ બોલે તે સુણે; નીશા ચરચા જોવા નીકળ્યો, પાળે પંથ આપેએકલો બીજું સાથે છે નહી કોય, ભુખ તરસ તે સરવે ખોય. ભીલ વેશ પોતાનો કરી, ચાલ્યો કરમાં આયુદ્ધ ધરી; અંગ ધાટડી વાળી પણિ,પરવર્યો અવંતીધણી. માથા ઉપર બાંધ્યા મોળ, ફરે શેરીને પોળેપોળ; નગર થકી તે આવ્યા બાહાર ત્યાં બેઠા દિઠા જણ ચાર. તેતો જાતે છે ચોર; વીક્રમે જાણ્યો અંકોર; તે જોવાને ઉભા રહ્યા ઠેકાણું મેલી નવ ગયા, અદ્રષ્ટ વિદ્યા આપે કરી, રહયો સાંભળવા ધીરજ ધરી, વાતો ચોર ઉલટમાં કરે,વિક્રમાજીતે મનમાંહે ધરે. કહો આપણ નિકળીઆ આજ,શુ આપણે કરવું કાજ; આપણે જોઇએ ઘણેરો ગરથ. ચારે જણ છઇએ સમરથઆવે ગરથતો થાએ કામ, ઝાઝા લાવીયે આપણે દામ; એક ઉપાય આપણ કીજીએ, તસ્કર વિદ્યાએ ધન લીજીયે. જેહમાં જેટલી વિદ્યા હોય, તે છાની રાખે માં કોય, પ્રકાશ કરો આ પંચજ માંય, જેથી કામ આપણુ થાય. ચારે મળીને કરયો વીચાર આપણે જોવા ભારે ભંડાર; એક નહે કેમ રહેસે લાજ, વિકટ રાજ વિક્રણગં ઓજ બીજો કેહે ચુની દેઇશું, નગ્ર માંહેથી ધન લઇશું; ત્રીજો કહે કરૂં હું કામ, લેઇના શકે કોઇ આપણું નામ; ચોથો કહે હુંતો નવ બીહું, રાખું બળ અતીશે તીહું; જેમાં જેટલી વીધા હોય, તે છાની રાખેમાં કોય. એક કહે મારો એ હાલ, ભાળું ધરતી ઘાલ્યા માલ; રહુ વેગળો દેખાડું ઠામ, એટલું મુજથી થાંશે કામ, બીજોકહે વિધા મુજ શેહેલ, ફાડુ વજર મોટા મેહેલ; ખાતર પાડી ઘરમાં જાઉ, એટલો એશીંગલ થાઉ; ત્રીજો કહે વિધા મુજ તણી, ઘેરણ નીંદ્રા મુકુ ઘણિ. તેને નીંદ્રા મુકુ અંગ, બોલી ના શકે આપણ સંગ; ઘર સુધાં લેઇ જઇશું જાર. તમ સામુ નવ બોલે ભાર; ચોકી રાજા કેરી જેહ; જખમારીને રહેશે તેહ; ચોથો કહે વીધા હું કહુ, વનચર પંખી બોલી લહુ, બોલતા પહેલાં પામુ પાર, બહુ સાંભળીને વીવેક

વીચાર. વીચાર કરીને નગરમાં ગયા, નરપત તેની કેડે થયા, સ્વજનને નવ દેખે કોય, અદ્રષ્ટ વીદ્યા આપે હોય. આજ તો મારે એકે કામ, પેઠ પાંચ ઉઝેણી ગામ, આગળ ચોરને પાછળ રાય; દડબડ ચાહલ્યા જાય; ઓઢે મોવઠ આંઘ્યા ઘણા, નવ ઓળખ્યાં રૂપ તે તણાં; પોળે પેસતાં મંદિર ઘણા, તે તો દિસે બ્રાહ્મણ તણાં બ્રાહ્મણ ધનનિ ન કીજે સંગ, રગત પીત ગળે તે અંગ. બ્રાહ્મણ ધન ખાતરીયે ખાય;જડામુળ વંસ તેનો જાય; બ્રાહ્મણને તો અદકો લાભ. ધન માન માટે અતીલોભ આખો દિવસ ભટકતો ફરે, ત્યારે પેટ પોતાનું ભરે; કેશરીયો કાકો કહેવાય. ચોરે વીચારયું હલનિ માંય, એમ કહી આઘા નીસરયા, દીઠા વણીક તે ધનના ભરયા; કેશર કરિને જોડે ગરથ. એ સારૂ વાસરે અરથ દરીયા માંહે મુકે વહાણ, કરે પારકો પોતાનો ત્રાણ. બદામ બદામ લેખુ ગણે. રંક જાત જુઠુ નવ ભણે; મુકે નીશાશો ધન જાય, તેનિ વાતે પ્રાશ્રીત થાય;હાથેથી નવ છુટે દામ. કરે મહેનત તે આઠે ગામ. પેટ ભરી ન ખાએ અન, વણિક જાત કેવું એ મન; એનું ધનતેકાળુજ લે છાન પુંજે ગાળો દે, એમ કહીને આઘા જાય, કોઇને નવગણે લેખામાંય; પ્રીતે આવ્યા પોળની પાસ, વાફ ગુણકાંનો દિઠો વાસ, નાચે ગાયને જોડે ગ્રથ, એ સારૂ સરેનહી અરથ પોતાનાં દેખાડે અંગ, નાચે કુદેને કરે રંગ. અતી ચોગ્રા તે મજરો કરે, ફેર મુંહડા ઝાઝી ફરે, કરે મચકારા આંખના જેમ, ખોલી લે પઇસા તે તેમ. એમ કહી ચાલ્યા તે વાટ. વસતા દિઠા ભાંરે ભાટ; માય બાપ કહી ભાટ એમ ભણે, પોળ વીખાણે શોભા ઘણે; અદકી તેજમાની કરે એમ કરીને પેટજ ભરે બાપો બાપો કહીને બોલે, ભાટ તણો તો છે એ તોલ. એ દ્રવ્યનો કરે છે નેહ તેની કુસ્ટ થાએ દેહ. બીજા જોયા સોની સાર,સોના ચોરે અપરમપાર,પોત પોતાનો કરાગજ કરે. એણિ રીતે પેટજ ભરે. સોનીનો તો મહા વિસ્વાસ, એને બેસે નહી કો પાસ. એના વિશ્વાસમાં ભાર નવ હોય; તે તો શાણામાં નહી કોય; ચારાણુંવાંજોયાં છે ઘર તે માંથે એકે નહી કર. ગીત રૂપ કરે છે ઘણાં; ભણે વિદ્યામાં નહી મણા. ધન રળવાને તે ચોહવા, ઘર નહી તેનાં દોહલાં, ત્યાંથી જોયા ઘર સુતાર કાષ્ટજ વહેરે છે તે સાર; આખો દીવસ કરે છે કામ. એમ કરીને જોડે દામ, દિઠાં રાંક જન કેરાં દ્વાર, એ દ્રવ્યનો નવ પામુ પાર; વાત કરંતા ચાલ્યા ગોહેલ, દીઠા મહીપત કેરા મેહેલ, વીક્રમ કેરો દીઠો વાસ, આવ્યા તસ્કર તેની પાસ; નરપતીનું મોહોટુ છે નામ સરે આપણું એથી કામ કહો એમાં હશે કયાં ધન, વીદ્યાવંત વીચારે મન ઠેકી આપો એહના માલ લીજે ચારે આણી વાહાલ; સરખા સરખી લેઇશું સોહાજન. વાણા દેઇશું; તેમાં દોશ નથી કોઇ આજ. એનું ધન લીધે શી લાજ, લુંટી લોક એકઠું કરે નીત જાઇ ભંડાર ભરે, એ તસ્કરને દેછે માર, એનું ધન લીધે ચોરનાર તસ્કર તેનું ધન જો હરે,એનાં છેયાં ણુખે નહિ મરે, એના મેહેલમાં અઢકું ધન છે

દ જઇએ બીજે ભોવન,અનગળ ધન હોયે જ્યાંહાં,કોહો ને ખાતર પાડુ ત્યાંહ. મારવો તો હસ્તિ છે સાર. લુંટવો તો રાજા ભંડાર; વઢવું તો બળીયાને સાથ કરવું પુન્ય તો જમણે હાથ; મરવું તે ગંગાને તીર, નાહાવું તો નરમદા નિર,કાશી માંહે કરવો વાસ, સજ્જન સહોદર રહેવું પાસ; કરવું તો તે પુન્ય કામ, લેવું તો શ્રી રામનું નામ. ઉપાસના તો આપે ઇશ,નમવું તો શજનને શીશ, લેવું તો રાજાનુ ધન જેનું મોહોટું હોયે મન; રાંકનું ધન લેવું તે વેઠ, ઉતારો માલ જે હોયે હેઠ.

દોહરા—પ્રથમ તાકવા લાગતે, ડાબી પાસે સેજ; એણે ખાતર ખોદવું, આણી અદ્દકુ હેજ, રાજા વિકરમ જ્યાં સુવે, પલંગ પઇયા હેઠ;કળસા ચાર છે નાંગળ્યા; ત્યાં પોહોચાડું હેઠ. પલંગ તળે છે ભોંયરૂ;ઉપર વાળી છાટ;મોં રાખ્યું પઇયાતળે ઉપર મેહેલો ખાટ;પઇયા ચરાચર કરી ફરે છે દરશન; વિકરમ રાયના હેજના, થાય મન પરસન; અલેખે માલ અગણીત છે, કોઇના જાણે મરમ;તે આવે જો હાથમાં, તો ફળે આપણું કરમ; હાથ ગાંઠડી રાયનિ. જે છાતીનું જોર; પ્રધાન પુત્રી જાણે નહી, તે ચીત ધરીયું ચોર; પેહેલે સાળે થેકીયો, બીજે પાડ્યું ખાત્ર; ત્રીજે ઘોરણુ મુકીયું, ઉંઘ્યા પ્રાણી માત્ર.

ચોપાઇ—પેઠા જ્યારે તસ્કર માંય.વીક્રમરાય જુવેછે ત્યાંહ;જોઉ એમાં શુંછેજોર ધન કહાડી લઈ જાશે, જોઉં એથી શું પ્રથમ થશે, મુજ આગળ કયાં લેઇ જશે; જોઉ કેટલું છે જોર, ક્રીયે વાસ વસેછે ચોર; કયાં વાસ વસે કયાં રહે તસ્કર જાત એ કોની કહે; ચારે એ તસ્કરની જાત,ધન લીધાની કરે વાત; કઇક લોકને મગાવિ ભીખ, આજ દેઉ હું એને શીખ; સુની સેજ્યા રાજાની ખરિ,ઉપાડીને મેહેલીપરી ચારે પઇયા ક્રાધા પરા, ત્યાં હેઠા દીઠા ભોંયરાં કળસ નાગલા દીઠા ચાર,માલઅનગળ છે બહુ ભાર, છનુ ટકાની મણિ ભરયા અલખે તેમાં મણિ; રાજદ્વારની સમરથ જેહ, કસશા ચારમાં ભરી છે તેહ;એકેક કળશે છનુકરોડ,કળસ એમાં જોડાજોડ; અંધારે અજવાળુ થાય, તે જાણે એક પોતે રાય મણી માંહે ઝાઝો મહિમાય,અકળીત ધન કોએ ન કળાય; એક રાયનું જાણે મન, બીજું કોઇ ન જાણે અન્ય;ચારે કળશે સરખું છે ધન ઘરમાં રાખ્યું છે કરી જતન; ધરતિમાં સોપ્યું તે રહે;સાક્ષાત કાર માહાલક્ષ્મી જેહ,વસે કળસ ચારેમાં તેહ ચારે કળશ લીધા શીર ચાર આવ્યા મોહોલ મધેથી બહાર, ચારે કામ કરયું માહા ધાર, લેઈ કળસને ચાલ્યા ચોર;હેત પ્રીતને ઉલટ ભેર, જવા માંડયું પોતાને ઘેર; રાજા કહે જાઉ એનું ઠામ.ચોર વસે છે કુણે ગામ. મારો કયાં જાયે છે દામ, રાત અરધ ગઈ છે જામ; એ તસ્કરે મહા ભેરજ કરે, સત આપણુ મહારી શી ફરે. એટલે બોલ્યાં વનચર શીઆળ. તસ્કરે તો ભાવ્યો માલ;કહે ભાઇ એ બોલેછે શું,વનચર બોલી જાણેછે તું કહુ એ વનચર ની રીત, આપના ઉપર અદકી પ્રીત; કહેછે લોછો સમરથ ઘણી દેખે છે પોતાનો

ધણિ આપણને મનમાં અદકો ડર, કોઇને ન દેખાડશો ઘર; જોરાવર કેરો છે માલ કરશે ભુંડા એહ હવાલ. એ મોહોકમ જોરાવર ઘણો, એ દ્રવ્ય લેશે આપણો; એ સરવે ખુંચીને લેય, આપણને શીક્ષા દેય. એવું જાણિ જાણો તો ડરો. માલ ત્રીજે ઠેકાણે ધરો; ત્યારે તેમણે કરયો વિચાર,આવ્યા નગ્ર થકી તે બહાર પર્વતમાં ગુફા સમરથ,ઉંડા ખોદી ઘાલ્યો ગરથ ટાઢું થશે તો પેદા થશું કળશ એકેકો લેઈ જશું મંદીરમાં એ આવે માલ, તો તો થઇએ આપણ ન્હાલ;ત્યાર સુધી નહિ જઇએ ઘેર ડાહયા થઈ વિચારો પેર. કદાચ કોઈ જન જોતો હશે,તો તે આપણિ પુંઠે આવિકરશે ઘાય; આપણિ તે કેડ નહિ થાય, ચારે વાટે જુજુઆ જાય,પાંચ દીન પુઠે પેદા થાય; કાચો પારો ખાવો અન, તેવું છે ચોરીનું ધન; એવો વિકરમ રાયનો માલ, અગ્ની કેરી જેવી ઝાળ; તેવો વિકરમ રાયનો માલ, ઝખ મારી રહેશે જ્યાહરે આપણ પેદા થઇશું ત્યાહરે, પાસે દેખ્યો નવ ટુકડો, જેવો બહુચરનો કુકડો; જીવતી માખ ગળે છે ઘણી, તેમાં લક્ષ્મી ન પચે ચોરી તણી, આપણે લેવું એનું ધન, છેતરવો રૂડો રાજન, ચારે સાથી જુજુઆ થયા, જ્યાં જેને ગમ્યું ત્યાં ગયા. વાળી મુઠી નાશી ગયા.અધિપતિ ત્યાં આંખો ચોળી રહયા,વિકરમે વિચારયું નહિ સુનો માલ તો મુકુ નહી. કદાચ એકની કેડે જાઉં, મા તને દુખીયો થાઉં,રહયોએ કલો રણમાં રાય,વિચાર કરયો છે મનની માંય.પ્રથમ ચુકયો તે ઝાલ્યો નહી, માલ સુનો હવે મુકુ નહી, હવે દ્રવ્ય મને મળશે ઇયાંહાં,હું બેશી રહું અહીંયાં નવઓળખ્યા ઝાલીયા,ઝાઝા નવ દ્રષ્ટે ઘાલીયા,મોહોટા મોહોટા બાંધ્યા એહ, નવઓળખ્યા તેની દેહ, ભલે ગયા તો જાવા દેઉં.માલ માહારો સંભાળી લેઉં એટલી વાત તે રણમાં હવિ થયુ અજવાળુ ઉકયો રવી; રાજા આવી સુતા ઘેર, શી થઈ પ્રભાતે તેની પેર. રખવાળ સહુકો જાગીયા, રણમાંહે બીવા લાગીયા, ખાતર પડયું દીઠું જેટલે, પડયો ધ્રાશકો તેને તેટલે, પડી બુમ થયો બહુ સોર,અહી આવ્યા પ્રધાનતે ખેડીઆ પુર તણા પગા તેડીયા,પગ કાહાડો જેમ સરે અરથ નહીતર ઘેરથી આપો ગ્રથ,અરાપરા અથડાયા ઘણું પગલું નવ જડયું તે તણું; ઉઠી રાય સભામાં ગયા સમાચાર વજીરે કહ્યા; આજ રાતે જે ખાતર થયું. જોવરાવો જે શું શું ગયું; સાંભળો હો તે ઘર માંહ ચોર આવ્યાતા આપે આંહ તસ્કર ન જડે તો દંડજ દેઉં, માલ ચોકી પાસેથી લેઉં રાજા કહે જુઓ દરબાર; કળસ ગયા ઘરમાંથી ચાર, વજીર આગળ વાણી કહી, બીજી સમરથ ઘરમાંથી ચાર; ઘર બાર સરવ વેચે તાહરૂ,પુન ધન ન થાએ માહરૂ, વેચે હસ્તી ઘોડા સરવ તોએ એટલો ન મળે દ્રવ્ય, માલ અનગળ ગયો છે ઘણો, તે લેઈ ગયો આપણો આપણા ઘરમાં આવ્યા ચોર, નવ જાણ્યો તેનો અંકોર માટે તશ્કર કેરો ઠામ, શોધ કરાવી બધુ ગામ નવ જાણ્યો તેનો કોઠામ, કુટી મુઆ બધુ સહુ ગામ ન જડયું પગલું તસ્કરનું નામ

રાજા ડંડ જાણો તે કોય સમરથ સરવ લુંટી લેય; કરમ આપણામાં જો હશે, કોકજ દાડો પેદા થશે. હવડાં અમથી ન થયું કામ, જાણો તેમ મારોજી ઠામ, અમથી ચોર પેદા નવ થયા, લઇને કોણ જાણે કયાં ગયા, જોગમે તો મારજ દો, જો ગમે તો લુટી લો. એમ કરતાં દીન ચારજ ગયા, તસ્કર તો નવ પેદા થયા. રાજા કહે એ સરવે ફોક, પુછી જોયા સરવે લોક, કોઇથી કામ એકે નવ થયું, ડહાપણ સહુનુ વહેતું ગયું, દીવસ પાચમે પડી રાત, સુતા માનવી જાણે જાત. જોડી વહેલ પોતે પરવર્યો, ગુફા છે ત્યાંતો સંચરયો, તે વેળા એકલો છે જાત, મહા ભયાનક અંધારી રાત; લેઈ આવતા રસ્તા માંહ, વાટે કઉતક બીજું થાય, આવતા દીઠા જણ ચાર, બે નરને તેમાં બે નાર. નયણાં તેના ટીપે ચુવે, માઝમ રાતે અદકુ રૂવે; દુઃખ વના રૂવે નહી કોય, તેનો રાજા નજરે જોય, બે વરધ બે જોબન વેશ, ઘર મુકી જાએ પ્રદેશ, નગ્ન થકી આવ્યાં બારણે, મહા દુખ સંકટને કારણે દ્રવ્ય લઇ રાજાજી વળે, એટલે પેલાં સામાં મળે; નીકટ સમીપ આવ્યાં છે જ્યાંહ તવ રાજાએ ઝાલી બાંહ. મધરાત નીશા છે ઘોર, કયમ ચારે આવ્યા કો ચોર. લંપટ જાર કે છો કુણ ભુત, કોના મોકલ્યા આવ્યા દુત, વ્યંતર ખેચર કે ડાકણ જક્ષ, શીકોતર કે સાકણ, શું ધારોછો મનમાં કાજ. વિકટરાય વીક્રમનું રાજ, સાચાનો ગુનો સાંખશે; સીધ સાચુ કહોને આંહ, નાશી રાતે જાઓ કયાંહ, તે સાચું બોલો આ દીશ, નહિતર સઉના છેદુ શીશ. નાશીને નહી જવા દેઉં, ડંડ તમો ચારેને દેઉં, સાચું બોલે અરથ થશે, જુઠું બોલે જીવજ જશે, જુઠું બોલે થાશે હાણ, જુઠુ બોલે જાશે પ્રાણ, જુઠુ બોલે ધાશે જાન. જુઠુ બોલે થાસે અપમાન; સત્યવાત જો ન કહો આપ, બ્રહ્મહત્યાદીક ચારેને પાપ.

દોહરા—રાજા પ્રતે બોલીયા, મન મુકીને વાણ, તુજને પગે લાગીયે, જો લેનો હોય પ્રાણ. ધન દહાડો વેળા ઘડી, જો તું મારે આજ, ઘરમેહેવી અમને જતાં, અધિક આવે છે લાજ. દળીદ્રથકી મરવું ભલું જાણે એનું સુખ, મનુશસુકત નીરધન થયો, જીવ્યાનું મહા દુખ.

ચોપાઇ—રાજા કહે એવડુ શું દુઃખ, ઇશ્વર તાહરી ભાગે ભુખ, મન મહેલીવાતો કીજીયે, અમો પાર તેનો લીજીયે તમારા દુખનિ કરોને વાત, તેથી તાહરૂ સરશે કાજ, મુજથી થાય તો શેવા કરૂ, નહીતો તમ સાથે સંચરૂ દુખીયા કહે માહરૂદુખ ઘોર [illegible] દુખ સાંભળ્યાનો શો લાઓ, જે કામે આવ્યા ત્યાં જાઓ વિક્રમ રાયાને ચોકાફેરે, તસ્કર લાંઠ હરામી મરે. છાનો છપનો આવે આપ, મારે ઠાર એવો છે તાપ, રાતે [illegible]

મહા વનમાં હોય. દુખીયા વિના ના આવે કોય, દુખ સાંભળીશું નહાલજ થસો,
સુખ મરડી નાશી જસો. જે કામે આવ્યા ત્યાં જાઓ. જેવું કર્મ લખ્યું તે ખાઓ,
અમને તું જવાદે પંથ, શી અમારે તમને ચંત; નહી કહું તુજ આગળ વાત, જો
જાણો તો કરજો રાત, મોત માગી નવ બીજીયે, સહજ માંહે જાવા દીજીયે, પ્રભુ
પાસ મોત માગીએ, તારે પગે લાગીયે, બીક નથી અમારે મન રોતો રોતો આ-
વ્યો છું વન દોહરો—રાજા રથથી ઉતર્યા, લાગ્યા નમીને પાય,હું નરપત આ દેશનો
મન ગમે તે માગ. હુ સેવક હરસીદ્ધનો વીક્રમ મારૂ નામ, ચર્યા જોવા નિસર્યો
આવ્યો છું આ ઠામ. માજમ રાતે નિસર્યો, આવ્યો છું હું આંય, કર્મ તમારે હું
આવ્યો, કહો જાઓછો ક્યાંય. સોરઠો—સરજી સંકટ કષ્ટ, સત વચન માહારૂ સહિ,
ભાગે સંકટ ઇષ્ટ. એવો બીજો કો નહિ, મનાવુ તારૂં મન; દુખ તમારૂં દેહવટ કરૂ,
જો સાચું બોલીશ, દુખ તારૂ આજે કરૂં. ચોપાઇ—હરખ ધરીને બોલ્યો તેહ, મારે
દુધે ઉઠયા મેહ, સાંભળજો મહારાજા મન, જુઠુ તો નહી બોલુ અન, પૂછોછો તો
સુણજો કરણ, જાતે તો છુ બ્રાહ્મણ વરણ. અજાચીક રાખું અહંકાર, કરમહીણો
છું અપરમપાર, કરમ વિના નિરભાગી રહ્યો, દામ તણો સંચો નવ થયો,વસુ વાસ
તમારે દેશ, હવે જાઉછું પરદેશ. નાનો બાંધવ કુંવારો હોય,ગમે ન ઘરમાં તેને કોય,
તેને વરસ થયાં છે ત્રીશ તેને જઈ ઉપાષ્યા ઇશ, તેને આપ સદાશીવ ફળ્યા.ફરે ઠામે
વિવા મળ્યા, હિમત રાખી વાતો કહી મળીસહોદર પ્રીછો સહી, લગ્ન આગે મસ-
વાડા ચાર. ત્યાં સુધી ધરયો છે ભાર, લીધું લગ્ન તે વરસ વશેક, નહી નિશાની ઘ-
રમાં એક, માહારે કામ પીવાની ગરજ,ન કહ્યું કોનું કહાડું કરજ, ઉધારે કો આપે
ગ્રથ. ત્યારે સરે કેમ આપણો અરથ, નાવ્યું સગુ સહોદર કામ અમો અથડાયા બાધુ
ગામ હળવાં થયાં જેમ પીંપર પાન,માનવી કોઇ નવદે માન,નવ જડયું ઉછીતુ ઉધા-
ર ખોયો અમે અમારો ભાર, જોતે ન જડયો તો જજમાન, માગ્યાંન આપ્યાં કોએ
દાન, છાની વાતો કરે છે લોક, વીવા થાવા માંડયો ફોક, નાત જાતમાં નામજ ગયું,
લોક કહે બોલ્યું નવ થયું, એના ઘરમાં ન મળે માલ, શા થાશે એના હેવાલ.
લગન આડે રહ્યા દન ચાર, આપ ઘરમાં કર્યો વિચાર, સહુ મળીને વા-
તો કરે, એનો વિવા પાછો ફરે. તમો ત્રણ જણા રહોને ઘેર, હું કરૂં પરણ્યાની
પેર. મહેણું લોકનાં નવ ખવાય, નાત જાતમાં નવ રહેવાય, એ દુખ અદકુ સો-
[illegible] સાથે આવ
પંથ. ઘેર એકલી રહી શું કરૂં, સાથે નવ તેડો તો મરૂ, જ્યાં જઈએ ત્યાં આપ-
ણે ઘર, કોનો નવ રાખીએ ડર, નાનો બંધવ કહે સુણ ભારત, તમ આગળ કહું
સાચી વાત, સગા સંબંધી નાવે સાથ, કરગરી કહે બેજોડી હાથ,માહારૂં તો છે જો-
[illegible] પરદેશ મેં નવ રેહેવાય ગામમાં.ખોટાકા કરૂ નહી ગામમાં

ભાઈ બ ધવમાં હળવો થયો, કરમહીણ કુંવારો રહયો, બીજેકો પરણે કન્યાય, તે દ્રષ્ટે જોયું કયમ જાય. આહાર દુખ એ સાગરતણું. થોડામાં કહુછું ઘણું,માટે હું આવુ તમ સાથ. અમારે બીજી શી આશ. સત વજા એ સાચું કહયું લક્ષણ વાતે સાચું લહયું,વળતિ બોલી ઘરડી માત, હુંતો ઠરૂ દેહનો વાત,પાણી વીના વાહાલું કોણ આજ, રેહેતાં એકલાં આવે લાજ,માટે સાથ તેડો તમો, નિકર હત્યાઆપિશું અમો. વિચાર કરી ચારે નીસરયાં, સગાં સહોદર સહુ વીસરયાં, દેહમાંથી જેમ જાએ પ્રાણ, તેથી અદકી અમને હાણ માટે અમો નીકળીયા રાત, જાણે નહી કો માનવ જાત, દાણો પાણિ હશે ત્યાંહાં જશું, સુખીયાં કે પછે દુભીયાં થશું. કુટુંબ સહુભુડું બોલશે, ને દુખે ડુંગર ડોલશે. કેહેશે જેવાંહતાંતેવાં થયાં,ઘરબાર મુકીને ગયાં, કો કહે શેર ખાવા ન મળ્યું અન્ન, દેશ મુકીને ચાલ્યાં વન,ભુંડાયા માથે મેહેલશે ઘણાં સહોદર તે આપણાં, દેખી દુશમન બોલે મન ગમે, તે દુખ માહરીદેહને દમે,દ્રવ્ય વિના દુખીયાં થાઉંછુ, ઘરબાર મુકી જાઉંછુ શીવ આજ્ઞા બોલ્યાં અમો, અક્કલ સુજે તે કરજો તમો.

દોહરા—વિક્રમ વાણિ બોલીયા. જેમ સરે તમારો અરથ; કળશ ઉઘાડીદાખવું તેમાંથી આપું ગ્રથ, જેટલુ ધન જોઇએ તમારેદે,તેટલુ લોને આજ, ઉધમ કાંઈ ન રાખશો, શરે તમારૂં કાજ. જેટલે ધનકન્યા વરો, થાશે નાત જાતમાં નામ, દન આપુ હું તેટલું જેટલું તમારે કામ; કોસર રખે કરો તમો, ન કરશો જાજો લોભ; જોઇએ તેટલું માગજો, ક્ષણન રાખશો ખોળ,કળશ ઉઘાડી મુકીયા, મોહોઆગળ તઇઆર, વીચાર કરિ વાણી કહો, જેવો ગોળે વહેવાર, ઉત્તમ રાખો વહેવારમાં તો બ્રહ્મહત્યાદીક પાપ, ઓછુ અદકું બોલશો,ગુનો તમારો માફ જોપએ તેટલું માગજો, મન ના ધરશો લાજ; આપું મારે હાથે કરી, જેટલું હોયે કાજ. ઉઠો સહુ વિવાહ કરો; પોચે મનની આશ, તેટલું માગી લીજીએ,ચિતે મારી પાસ. ચોપાઇ—ચારે જાણ એકઠા તે મળ્યા, દ્રવ્ય દેખે મન ચીતેથી ચળ્યા; પેહલું વિત્યું તે નવ લહ્યું,મન તો આધુ આધુ ગયું બમણુ લાજે જો આજ જાયવધારે લાખેણીલાજ; કસબી વાઘા કોડે કરી, શણગાર રૂડી સુંદરી; પહોચે કોડ વીવા કીજીએ, દાન તો ઝાઝા દીજીએ, ધન આપી કરીએ વિવા કાજ. શમરથ હોય તો કરીએ રાજ, થોડે ક ધન વીવા કીજીએ, ધન આપણ દેખી રીઝીએ નવા કરાવીએ આપણાં ઘર; ઘણા ખરચીએ આપણે જર; જો ધન અદકોરો હરૂં, તો ઘરમાં બેઠો અલખત કરૂ; વધતું લેઇ તો કરશું વેહેપાર, સંગરૂ તો થાએશણગાર લેખાવટી અદકુ લેઉ, નાત જાતમાં લાહાણુ દેઉ, દાનદક્ષણા આપુ ઘણી,નાતો જમાડું બ્રાહ્મણ તણિ, પકવાન કરાવીએ અપરમપાર ઘેબરજલેબી અતિસાર; સાત વાનાની કરાવું સખડિ. ભાગ બીક્ષકનિ ભખડિ ધણ લેઉ તો ઘોરે ચડ. વધતો

દેહેરીની સાથે વડુ, ઘરમાં હોયે ઝાઝો ગરથ,આહાર સોવરાવુ રૂડા રથ. તોલુ માત રૂપીયા સાથ. કનક કડાં ઘાલુ હુ હાથ, બાંધુ ધન્‍ન સદાવ્રત કારણે, મોતી તોરણ બાંધું બારણે, મનવિ લહેર ચાલે છે ઘણી, થઇ બેહો ચારૂનો ઘાણુ, ત્રષાપુરી કેમે નવ થાય. મા આને તો નવ જીતાય,લેતાં નહી મન તરપત ઠેઠ ના કહેતા ન ભરાયે પેટ, એવો વીચાર કરે મન વીખે, વીકરમ આગળ કહી ન શકે, રાજા કહે ખોટી થાઉછું,હું મારે મંદિર જાઉછું,સાચું બોલે મારી સાથ,કેટલું ધન આપુ તમ હાથ, મહીપત વચન સાંભળી બ્રાહ્મણ વળતો બોલ્યો ફરી, કૃપા સમ દીવા છે તમો; તે માટે સાચુ બોલો અમો, કળશ ચારના જેટલું ગરથ, બધાનો માહારે છે અરથ લોભ સમુદ્રમાં હુ તો પડયો.તે માટે તમસુ હું આવી અડયો, પેટ ભરીને આપોઆ વાર, નજર કળશ લીધાની ચાર.થોડુક આહો હવડેચડ, ઉજેણિ જે વાટેથી જડું, નડયું જડયું પરખાવે આભ, જે જડયું તે માહારે લાભ,જે આપો તે ભાગ્ય ભજ્યું માહારા કરમમાં હતું તે મળ્યું, નાસતા ભુતનો કેસજ ભલો, સત કહુ હું છું એકલો પેટ ભરો તો ચારે આશ, નીકર ભંડારમાં જઇને ઘાલ. આપોતો આશીગલ થાઓ, નહીતો ઘરમાં લેઇ જાઓ. આના ધન અમારે નથી, શું કહીયે તમ આગળ કદી, મારવોતો હસ્તિ મહાસાગર,લુટાવોતો રાયનો ભંડાર.જાચીક જનને દુખ જ ઘણાં, દુખ થાયે મરવા તણા, મોહોત રૂડુ મનમાં આણુજે. માગ્યુ તો મીઠુ જાણુજે કરપણનો કહેવો કરણ, ભીખવાથી ભલેરૂ મરણ. સોમને તો કહેવો દાતાર, ભુંડાનો તો રાખજે ભાર, રાંક જનને કહેવા રાય, અકરમીના તો ગુણ જ ગાય. અમે તો માગવું હઇડે ધરૂં, શા માટે કેશરજ કરૂં, તમ સરખો દાતાર જ મળ્યો. મહારા મનનો સંદેહ ટળ્યો, બીજાને જાચવા કેમ જાઉ, સો પરીયાં સુધી તે ખાઉ માગતા કશર કરૂ તે માહારૂ જાય, ત્યારે કશર કરે માહારિ બલાય. પારખું દાતાનું કીજીએ,જેથી દાતા તેવું લીજીએ, કમોહ મળી સારગ જે હવે કુશકા શીદપોંખે દેહને, પદમણિ પરણેજે ઠામ, ત્યાં શંખણીનુ શુ છે કામ, જ્યાં મલ્યાં ગંગા નરબદા તિર, કુપ તળાવના શા નીર, જ્યાં મળી કામધેનું ગાય, બકરીને તે કોણ ચાહાય, શાકર ખાંડના શીરા જમે. મઠ બાજરી તેને કેમ ગમે, દક્ષણાવત જો ચીતમાં ધરે, અઇરાવત જેને ઘેર અડે, તે નર ખરવાહન શાને ચડે, જેને ખાણ કંચન ઘેરમણી, છીપો શંખલા શીદ ઘણી, મળ્યો મહિપત મોહોટો મર્મ, એકવાર રાખો સાધુનો ધર્મ, કરૂ આજ અમારૂ કરમ, પરમેશ્વરે રાખી છે શરમ કશર અમો શાને કીજીયે. મનુશ તેવુ માગી લીજીયે કુબેર સમ ભંડારી તમો, શાને ઓછુ માગું અમો, કામ ઘેનુ મળી જ્યાહરે, પછે નુન્ય શી છે માહરે. ગંગોદક વત મળીયા આપ, દળીદ્ર દુખ રહે કેમ પાપ, ઘરમાં ખાવાને ભુખ્યો રહે, મહા પાપી તે તો તેને કહે. જેના વ-

રબાં ગંગા નીર; તેણે શુદ્ધ ન કર્યો શરીર, કોઢી થાયે જેની દેહ, સુખે ઠરી ન બેસે તેહ; રસયુમતેશ્વર મુજને મળો. સાત જનમના રણથી ટળો. દાતાર મોહેટા છો મહારાજ, તેવું મેં નથી માગ્યું આજ; માગનારનિ છે દુરબલ દેહ, આપનાર તમે મહિપત મેહ;મહારે મન સાગરનું પુર, એકાબુદ તારે મન નુર, દોહરા–હરખ્યોરાય હૃઇડા વીખે, બોલ્યા બ્રાહ્મણ સાથ; કૃષ્ણાર્પણ કરી આપીયા, હું શ ધરીને હાથ. વિક્રમ રાય આણંદીયો, કઇના પુર્યા કોડ;દુ:ખ ભાગ્યું બ્રાહ્મણ તણું. હરખ ઘણેથી હોડ. ઉલટ આપ રૃદે થકી, કળસ આપ્યા તે ચાર; બ્રાહ્મણ સુખ પમાડીયો. ક્ષણનવ લાગી વાર ગાડી હાંકી લાવીયો, બ્રાહ્મણ કેરે ઘેર, કળસ ચાર ઉતારીયા, કોઇ નવ જાણે પેર. મંદિર આવ્યો મહિપતી; કોઇ ના જાણે વાત; બીજે દીવસ શું નીપજ્યું પહોટયો પ્રભાત. ચારે બ્રાહ્મણ તે સમે, હરખ્યા છે ઘણું મન; મન નિરખી રીઝ્યા ઘણુ, જોઇને ઝાઝું મન. આનંદ તેને ઉપન્યો મહ ઘણેરો હોય; અનગળ ધન ત્યાં આપીયું. ત્રપ્ત થયા સઉ કોય. સગાં સહોદર નોતરયાં, સહુને દિધિ આશ; નિત્યે ભોજન તમો કરો; ખરા પુરા ખટ માસ. અચરત પામ્યા સરવ કો, ધન આજનો દિશ; ચીંતા ભાગી અમ તણુ, પ્રસન થયા છે ઇશ.

ચોપાઇ–કરી જાત્રાં આવ્યાં ઘેર, પોતે સન વીચારી પેર, આજછે વતીપાતનો દન, કળશ થકી નહિ કહાડુ ધન. વહાણે થાશે પ્રાસુતકાળ, કાઢીશું તે અનગળ માલ, ધન ચારે દીશા વેર શું, સગા સહોદર સહુને તેડશું. દિશાના બ્રાહ્મણ જેહ, તેવડ કરી તેડાવો તેહ; અરે દિશ બ્રાહ્મણ નોતરો,સીધાના તો ટીંબા કરો. મંગાવો ગોળ ઘી ને ઘહુ, શાક પાક સામગ્રી સહુ, ધન વટાવી લેશું ધાન, મળશે સજન દેશું માન. આદર ભાવ પુરણ કરો, બાલેચા સુંદર પાથરો; આજ મંગળછેઆપણે ઘેર, રાખો રાજરાતીની પેર. રાખોજ પાણીની રીત, પુરણ રાખો સહુથી પ્રીત. એમ કરતાં તે રાતજ પડી, વાતો કરતાં વીતી ઘડી. બ્રાહ્મણ સુતાની ચીંતા થઇ હરખ ઉલટમાં રાત ગઇ; સુખ સાગર માંહે જ વહિ, રૃડી રીત કાઢે છે તહિ. થઇ નીશા અંધારી ઘોર, મળ્યા એકઠા ચારે ચોર, મળ્યા ચોર જોયું તે ચીત; લોકસઉ ઉતમ રૃડી રીત. આપણું ધન કહો કયાં ગયું કળશ ચાર ડાટયા શું થયું; ભોમ ખાવી દીઠી તે તણિ, તેની ચીંતા થાએ ઘણી, જોયું તોલા તે ઠામ, નહિ કળશ એકેનું નામ; કહો ભાઇઓ તે શું થયું, આપણું ધન કહો કયાં ગયું. ખોઇએજીવ પણ લેજો એ અથ; બાંધો હીમત સરશે અરથ;કરો પ્રાક્રમ અપરંપાર; ત્યારે જડશે કળશજ ચાર. આપણી વિદ્યા તો કીજીએ. મેલ્યા હોય ત્યાંથી લીજીએ; તાહારી વિદ્યા તો બતાવે તું, તેતો ખાતર પાડું હું ત્રીજો કહે હું માથે લેઇ, સાધી વિદ્યા રૃડી પેર; કળશ ગયા બ્રાહ્મણને વર; બ્રહ્મ કરારે સુતા જયાંહ; તસ્કર ચારે આવ્યા ત્યાંહ ધરી ધિરજ ને તે આવિયા, શ્રવણ વિદ્યાનું લાવિયા; ઘરમાં બ્રાહ્મણ ઉંઘે ઘોર ત્યાં

આવ્યા છે ચારે ચોર. દીધું ખાતર નવ લાગી વાર, કહાડયા કળસ ઘરમાંથી ચાર; આહાડ પડ્યું તે ધારણ ઘણું, ધન હરયું તે બ્રાહ્મણ તણું. બ્રાહ્મણ ભાઇ કરે શું કથી હવે બહાર બુમ એની નથી; તસ્કર ચાર કળશ લેઇ ગયા, બ્રાહ્મણ ભાઇ એમને એમ રહ્યા. નચિંતપણે શું પહોડ્યા તેહ, શીતળ કરી પોતાની દેહ; પ્રાતસકાળ થયો જ્યાહરે; સહિ સુતા ઉઠયા ત્યાહરે. હરખે સુતા ઉઠયા સરવ. કહાડો કળશ ઘરમાંથી દ્રવ્ય; ધન ઘરમાંથી આણો બહુ, તેડો સઘળાં સહોદર સહુ. નાત સહુકોને નોતરો; બ્રાહ્મણને કહી ભોજન કરો; ગામ સારણી કીજે ઘણી. એમ વિચારે ઘરનો ધણી. એમ ઉઠયા તે ઉલટ ભેર, ખાતર પાડયું દીઠું ઘેર; થયા નીરાશ પડી છે ફાળ, ગયો સરવ ઘરમાંથી માલ. અરૂપરૂ ને આઘુ જોય, ગયો ગ્રથ જાણે નહી કોય; ઘરમાંથી ઉઠયા જણચાર, વિપરે મનમાં કર્યો વિચાર, આપણે રાજા જાચો જઇ. ઘરમાં ના કહેવાણી નહી; દાન આપીને દાતા થયો, ખાતર પડાવી તેણે તે ગયો ફજેત આપણે કીધા ઘણા દીધાં નોત્રાં નાનો તણાં; મોટા થવાને કારણે. દાનજ આપે તે બારણે. રાજા સાથે માંડયો રાડ, કળશ લેઇ ગયો તે કાહાડ; રાજની રાઢે હારીએ, આપ પંડ પાળી મારીયા આપણું કાંઇ ન ચાલે જોર, આપણે તો શીદ કરીએ તોર. આપણ બીજું શું કીજીએ, પાપીને હત્યા દીજીએ. ઝાલી પાળીયો ચાલ્યા ચાર. જ્યાંહાં છે રાજાનો દરબાર; રાજા બેઠો દાતણ કરે, અહકી હોંશ મનમાં ધરે. દાતણ દેવાને કારણે, હરતી ઝુલે છે બારણે; ઘોડા બાંધ્યા છે ઘોર, ત્યાં શોભે છે અપરમપાર. કચ્છી સુલતાની ઢેકાણ જોય, કુતલ ઘણા અદકેરા હોય; પલાંણે જડયાં છે નંગ, સારી શોભા સુંદર રંગ. ચોયડે મોતી ઝવેર જડાવ, હીરા રતન નો શુભ બનાવ; પ્રચંડ શીર છત્રજ ફરે; કલ્યાણ વરત પ્રભાવતી કરે. રાગાંગી કરે રાગ, વસંતના કંઇ બોલે ફાગ; અવિ બળ જોદ્ધા છે અતિ, સામા ઉભા સેનાપતિ પ્રધાન પાસે બેઠા ઘણા; ખાશા વજીર તો પોતા તણા, બાચીક ચાલી આવે વાટ, વખાણ કરે ચારણ ને ભાટ, બ્રાહ્મણ ઉભા છે આંગણ. બારણે આવે બીજા માગણ; ગુણ ગાંધરવ કવીજન ગાય, પંચ પારગ પ્રસ્તાતી થાય. બીજા ગુણીજન ગાયે ગીત, તે ઉપર છે બહુ પ્રીત; વાજે ચંગ ઉપંગ મરદંગ, થઇ રહી છે નાટારંગ. ઝલ્લાર વાજે જે સાર, થઇ રહયો ઝાંઝર ઝમકાર; બેઠા જોતિક શુભ સ્થાનમાં, કનકલેખ ટીપણું હાથમાં; લક્ષધાત્યાહાં આવે છે કવિ, નઉતમ વાતો લાવો નવી, સહસ્ર સાત પાશે વેહીયા, ભારે વાતોના ભેદીયા; કંઇ પંડીત વાંચે પુરાણ. કઇ જણ પામે એકાદ લાહણ; પંડીત પાશે છે શેઠ પાંચ; સાચી વાતો થાએ સાંજકો સાથે નવ બાંધે જુઠ. રંક પર રહે નહી રૂડ; સાચી વાત રાજાને ગમે, દેખી દુશમનને અહકુ દમે, સહસા સવછી શોભે ગાય. ધ્યાન પ્રીતિ પ્રભાતે થાય; બેઠા પુન્ય કરે છે પુર તજે ઝાંખો છે સુર; ઉજેણ જેવા શોભે ઇંદ્ર, તારામાં શોભે છે ચંદ્ર; દીપક જોત છે ઝાક ઝમાળ.

એને નવ દે જુઠી આળ, દીસે કરણ થકી આવનવો ચંદ્ર ઇંદ્ર હારી હવો ,સેનમાંહે
શોભે જેમ ગજ; જેને શીર ફરૂકે ધ્વજ, સભા મધ્યે શોભે છે રાય, ધર્મી વીપ્રને પારશે
જાય એવા મહીપત બેઠા જ્યાંહ. બ્રાહ્મણ ચારે આવ્યા તાંહ, ફટ ફટરે પાપી ચંડાળ
ધણિક દીધી મુખથી ગાળ; જીવ ઉપર જે આદર કરે, તે રાજાથી શાને ડરે. લઠઠ
લઇ ચારે કર ગ્રહ્યા, હાંહાં કરી રાયે સહયા. પગે લાગીને પુછી વાત શા માટે દુખ
પામ્યા માત. અલ્યા વિચારી જોને મન સાથે કાલે આપ્યું ધન; કીધાં અમને દાનજ
પાત્ર, પોતે રાતે પડાવ્યું ખાત્ર; કળશ લેવરાવી ઘેરજ ગયો; એમ આગળ મહાદાતા
થયો. અમો બાઇ વિદેશે જાત, ફજેત આવડો હું નવ થાત; દીધા નોત્રા નાતે રહયા
જુઠા જુઠા લોકે કહયા; માટે દેઉ તને શ્રાપ; અમચારે હત્યાનું પાપ, સંધ્યાએ તે થોડું
લેત, તો તુજને આશીશજ દેત. આ ફોગટ વીખાણે લોક, પરદુખભંજન નેનો ફોક.
નહીતો ફોજ અમારી પાસ, તો તે શાને દીધી આશ. વચન કહી ચોતાં તેડઠ, પાળી
મારવા માંડી પેટ, સભા સહુકો દ્રષ્ટે જોય, તેતે કારણ મિછે નહી કોય. જોઇ રહયો
છે સઘળો સાથ રાયે હસીને ઝાલ્યો હાથ, પ્રણામ કરી પાયે લાગિયો, માન મેહેનત
માગીયો. હું શેવક તમારો રાંક; ક્ષમા કરો માહરો છે વાંક. શું વિઘન થયું છે રાત,
દુખ પામ્યા આવ્યા પ્રભાત. શાથી કુદતા આવ્યા કેમ, સાચું ના કહોતો માહરા
સમ. વીપ્ર કહે જાણો છો તમો, ભરી સભામાં શું કહું અમો, પેહેલે દહાડે દાતા
ઘોર, બીજે દીવસે થયા ચોર; પોઢાડયા ઘરમાં સાંકળ દેઇ, કળસ ચાર ગયા છે, લેઇ
જાણ્યાં એ મેં તાહરાં કામ, બીજો કોઇ નવ જાણે ઠામ, માટે હતા ત્યાં મુકી જાય,
દોષ તુજ મધેથી જાય. રાજાજીને નકકી થયું નીસ્ચે નીરબળનું ગયું, જાય તેનું ઇમાન
જ જાય. એને ભરૂશો માહરો થાય. લેઇ ગયો આડે આંક, શો ગરિબ બ્રાહ્મણનો
વાંક. મહારાજ ધન બીજું લીજીએ. વારૂ કામ વિધા કીજીએ. ભંડાર ઉઘાડીઆપુ
અમો. ખપ હોય તેટલું ખરચો તમો. મહરાજ દ્રવ્ય લેઇને વળો, ઘેર વીવાનેકામે
ભળો; કોસે કાળજ રૂડું કરો, ધન આપું તે ઘરમાં ભરો કેહે બ્રાહ્મણ શું બોલે
આળ, બીજું ધન આપે તે બાળ. એક વાર તો કીધી હાણ,બીજી વારે તો લેતું પ્રાણ,
હવે જીવ અમારો જાય, કાયાની ઘાતજ થાય; તે કળશ આપો તો જાઉ, નહીતર
ચારે હત્યા દેઉ; મુકયાં કળશ જઇ ઘરમાં જેમ, બીજું ધન તું તો લે તેમ; લાવો
કળસ સભા છે જયાંહ તસ્કર કહેતું મારે મોહે; જો કળસ તે લીધા હોય; તો,તો દાતા
જાણું ઘણો ભાગે સંદેહ મારા મન તણો; તેના તે જે કળસજ ચાર, લાવ સભામાં
[illegible] નો છે તમ વહેવાર. સરવ સભામાં રાખો બાર; સહુ દેખતાં સાચો
થઇ લેઉ, નહીતો ચારે હત્યા દેઉ; બેમાં સાચું જાણો જેહ, કરો સીઘ્ર રાજાજી તેહ
તેહ; જો ગમે તો કળસજ દે, નહીતર મારી હત્યા લે દોહરો–મહીપત મન વીચારસું
એને છે હાણ; વાંક કાહાડુ જો વિપ્રનો, નીષ્ચે છંડે પ્રાણ; દુખે થયો આકળો. સંકટ

એને ઘેર; કળસ ચારે ચોરી ગયા, પેલા ચારે ચોર. ટાઢા મીઠા કીજીએ, ધારણધિર રાખી ખોળા પાથરી કરગરે, પોતે વિક્રમવિર; મહારાજ તમારો ચોર હું, લીધા કળશ ચાર; તે ગુનો બક્ષો મુને, આપુ આણે ઠાર. કાહાડયા હેમ ભંડારથી, લક્ષ ટેકાં તારાં રોક; ખાઓ પીઓને વાપરો થાંત પમાડો શોક; વિલા કામ વેગે કરો નવ લગાડો વાર; કળશ ચાર આપુ અમો, વાટ જુઓ દન બાર પેદા કરૂ દન બારમાં, મનાવું હું તમ મન; ત્યાર પછી મુખમાં ધરૂં, આપે જળને અન; લક્ષ મોહોર લઈ વળ્યા, બ્રાહ્મણ આવ્યા ઘેર; વિના કામે રાજ થયા, પ્રિત ધરી બહુ પેર. બાર બાર દીવસ પુરા થયા, માલ અમારો લેશ તાહારે કરશો વાયદો હું આવિતમદેશ.

ચોપાઇ—ગયો વિપ્ર પોતાને ઘેર, પુછે સહુ રાજાનિ પેર; અદ્રષ્ટ વિદ્યા આપે ઘરી, ચરચા જોઇ ગામમાં ફરિ; બહુ મુખે બોલે છે લોક, સાંભળી વાત સમાવ્યા શોક, ટોળે ટોળાં મળ્યાં છે ઘણાં વખાણ કરે છે વિક્રમ તણાં, એક કહે સતવાદિ ભુપ, ધન બિરજ ધન એનુ રૂપ, અમુલખ કળશજ ચાર. તે આપતા નવ લાગી વાર. ચોરી ગયા કો ભુંડા ચોર, ઉપર આપી લક્ષ મહોર. કળસ તણો કરયો વાયદો, બ્રાહ્મણને થયો ફાયદો; બિજો કહે તું નથી જાગતો, હઇએ જ્ઞાન નથી આણતો. બ્રાહ્મણે દિઠો ભંડાર, લોભે માગ્યા કળસજ ચાર, ના કહી શકયો નહી રાય. કંઈ કરોડ કેમ આપ્યા જાય. રાજદ્વારનિ સમરથ એહ, કેમ આપે બ્રાહ્મણને તેહ, કહેતાં શું કહેવાઇ ગયું, આપ્યા કળસ મહા જાનજ થયું; મોહોરનિ વાનો છે ધણિ, રીતે પેર કરી તે તણિ. રાજાએ વીચારયું અસું, ફીકા મુખમાં કોળું કશુ, એક દુઃખને બિજુ હશુ, ના મળે બ્રાહ્મણ પાસે કશું. બ્રાહ્મણ ચોહોડયા રૂડી પેર, કળસ ગયા પોતાને ઘેર, બિજે દિવસ દેવરાવિ. શાખ, આપી મોહોર ગણિને લાખ. એક કહે એ દાતા થયો, બીજો કહે ધન લેઇ ગયો, પુત્રિજો કહે એ નિસ્ચે એમ, નહીતર કળસ જાએ કેમ, વિતિ જશેહાહાડા દસવિસ, બ્રાહ્મણ કુટી રહેશે શિશ, ચોથો કહે નિરમળ છે મન, પાંચમો કહે તજ્યું છે અન; છઠો કહે કોશાર શિદ કરે, ભંડાર કઇના અભરે ભરે. સાતમો કહે છે સર્વ ફોક. બહુમુખી એમ બોલે લોક, રાજા તે સાંભળે છે કાન, જેટલાં પીંપળ હોએ પાન; લોકાપવાદ એઠો છે શિશ, હવે શું કહેવું જગદિશ; હીમત મેલેતો નહી સુરે, મુજ વિનાચાર કોણ પેદા કરે; ઉતારવા મુજ શિરનિ ગાળ, સોંપુ બ્રાહ્મણને એ માલ, તો દુખભંજન માહારૂ નામ, કાહાડુ ચોર દેખે જેમ ગામ; ગંગોદક શુભ કાયા કરિ; કનક થાળમાં પુજા ભરિ શીઘ્ર પુજન શુભ રીતે કરયું, રૂદે ધ્યાન ભવાનિનુ ધરયું; આહા કાળેશ્વર કરયું ભજન કરયું આપ વિક્રમ રાજન પંચામત ઉપર પયધાર પુષ્પ વળી તાંહ ભાર અઢાર, તલ્લ તાંદુલને બીલિ પત્ર. રત્ન જડિત સમગ્રપાત્ર.

પર દુઃખભંજન હું કહેવાઉં; એવી સ્તુતિ શીવની કરી, આવ્યો મહીપત પાછો ફરી, બીજે દિવસ થયો જ્યાહરે, સભા ભરી બેઠા ત્યાહરે; પ્રથમ પુછી જોયું ઘર મંધાન, પાસે બેસારી દીધાં માન, આદરભાવ અદકેરો કરી, હઇડા માંહે હેતજ ધરી; કહો ભાઇ વિચાર કરો, બુધ પોતાની મનમાં ધરો; પેદા કરો મારો માલ, તેનો શો કરેવો હેવાલ નહિ મુકુ હું કોઇનો ખ્યાલ, પેદા કરો નહિ તો ખુટશે કાળ; હેને પ્રધાને જોડયા હાથ. ડાહ્યા છો પૃથ્વીપત નાથ; દાતા સત્યવાદી દીસો જેહ, તમ ડાહ્યા કે ઘેલો તેહ; કહોતો દંડ ચોરીને દઉ. કહોતો લોકનું લુંટી લઉં. કહોતો કોટવાળને દેઇ વીખ, કંઇક જાગુને દેખાડું બીક; કહોતો કઇને દેશું માર, કોડ કેરો કરૂ પ્રહાર; કોહો તો પગ કડાવું ઘણુ, મારૂતો કોઠીલમાં લવાણુ; કોહો તો કઇને પ્રાજે કરૂં, કોહો તો કઇકની લક્ષ્મી હરૂ, પ્રાક્રમ અતીશે કીજીયે, દેશવટો કોને દીજીયે. બીજે દીન બેઠા મહારાજ. તેડયા પોતાની નજર બાજ; દહાડી બેઠા મહીના હરો; તસ્કર મારા પેદા કરો. મનુશનો પારખુ જાણુ તુને; જે તસ્કાર દેખાડો મુને; તેમાં પ્રાક્રમ છે જેટલું. કુટી મુવા કીધું તેટલું; ચોથે દિવસે તેડયા ચાર, કોકીલ જાત હરામી ખોર. તેને તેની શોધજ કરી, ગરજ સાથે બોલ્યાં ફરી; અમારી જાતમાં નથી એ ધન નીસ્ચે મહીપત માનો મન, મુજમાં નીસરે તમારો ખેલ. તો પીલીને કહાડો તેલ, પેર પેરના પુછયા સાથ, તેની કળસ ના આવ્યા હાથ, તેડયો પાંચમે દીવસે તેહ, મદીરા પાન પીનારાજેહ. તમ સઉકોમાં પાણી મરે, પુછો માલ જેપેદા કરે; તેણે ખેપ કીધો છે ઘણો પુછયો તાયફો પોતા તણો; રાજા તમને કહીએ કથી, અમમાં પાણી મરતું નથી. જાણે દંડ અમને આલજો, મદીરા ભઠીમાં ઘાલજો. પુછી લીધો તેનો પાર, નવ આવ્યો ત્યાંતી ભંડાર; રૂડા શાણા તેડાયા, હલકારા પંથે ખેડીયા; બીજા તાયફા પુછયા સહુ વેસ્યા વ્યસની ભંગી બહુ; કોહોડા થાય કુડા નવ થાય, વિચાર કરો આપે મનમાંય રાજા લે ભંગીનું નામ, એ તો નહી અમારા કામ; તમ પ્રતાપે આનંદ કીજીયે, બેઠા કે પાણી પીજીયે, અમને ભલાઇ છે તમ તણી વાત ન જાણું ચોરયાં તણી, પુછી પાર લીધો તે દન, ના આવ્યું હાથમાં તે ધન કેટલા એકને દીધી આંચ. કેટલા એક મોરખાઇયા કરયા, કેટલા વન બોલ્યા બોલ, કેટલા એકને દીધા દોલ કેટલા એક મોરખાઇયા કરયા, કેટલા વન સંચરયા; નીસ ચરચા જોઇએ બહુ રાત. મધ્યાન સાંજ સવાર મધરાત પુછી જોયુ બધુ ગામ, લવલેશ જડયો નહી ઠામ; વિપ્ર આદ્ય અઢારે વરણ પુછી વાત સુણી સઉ કરણ; વાત કરાવી વાતે ઘણી ચોરી ન જણાઇ માલજ તણી; જેટલી બુધ્ધ પોતાની હતી. તેટલી સહુમાં કીધી છતી. અગીયાર થયા એમ કરતા દન, અધી-પતીએ તજ્યું છે અન; રાજ તેની શોચના કરે, હઇડે હરખ પોતે ન ધરે. એવો ચોર કેમ પેદા થાય; વીચાર મનમાં કરેછે રાય, રહયો આજનો એકજ દિશ, સુણે

અરજ અમારી ઇશ. તો તો કામ અમારા થશે, નીકર બ્રહ્મહત્યા બેસશે; કહેશે લોક મુને જુઠો તરત. પરદુઃખભંજન જાશે વૃત. પ્રભાતે રાજા આવ્યા તાંહ, ભરી સભા બેઠી તે યાંહ. કરી સભાને બેઠા રાય, સકળ લોક સહીત સભાય; સરવ તાયફા મુજરા કરે, આપ આપણે સ્થાનક ઠરે, એટલે જુવારી તે આવીયા, તે મહીપતને મન ભાવિયા. તેને પણ તેડયા એકાંત, મન તણી ભાગવાને ભરાંત,કોહો ભાઇઓ મુજ માલજ ગયો, તે કોઇથી નવ પેદા થયો; તમારે માથે આવીયું, કલંક મોહોટ આરૂં લાવિયું; માટે સાચુ બોલો તમો. હેત કરી કહુંછું અમો એમાં, ચોર છે પેલા ચાર, જુવારખાના તણા સરદાર; નીત સભામાં આવે તેહ. શીતળ છે પોતાનો દેહ; ભય કોનો નથી લાવતો તેને નથી તસ્કર જાણુંતો પછીથી જોયા સઘળા લોક, તમે અમને પુછો તે ફોક. મનમાં આપ વિચારોરાય,તાહારો માલ કહીંયે નહી જાય;ખરેપેટ હેડ હુકડો,જેવો બહુચરાનો કુકડો, ઘણી ગોળી નેપાળા તણિ, જીવતિ માખ ગળેકો ઘણી;તરવારની આંસુજે સેહે, અગ્નિમાંહે મેલેછે દેહ;વાઘ સામો ધસેજે ઘણું,જાયજ્યાં-હાં અઘોરહેઇ અણું તરી નીસરેસમુદ્રતીર,ત્રોસગ્ર ઘાવસહેશરીર. ખોલીજોવું પોતાનું મન,ઘરમાંનુઘરમાં છે ધન;જાણો સઉને મારોઠાર, ઉતારવા માંથેથી ભાર. કોહોડવાય શોધના થવાય, વીચાર કરો આપે મનમાંય, રાજાએ દીધા પ્રતિબોધ. કહાડી નાંખ્યો મનનો કરોધ. ધીરજ રાખી પોતાને મન, કસાવિ પુછે રાજન; ઝાઝી વાતે સાચ ન થાય. માનો નહી તો મશકરી થાય; એમાં પ્રાક્રમ દીસે ઘોર, જુવારી માહે છે ચોર. તે સમે પાવહાનાં રૂપ, ઓળખી ન શક્યો ભારે ભુપ, મારે મન તારૂ નહિ અરથ,ની જ મયે તો આપે અથ. જુવારી મળ્યા છે ઘણા, ચાર ચોર કાઢયા મુજ તણા.પાસ બેસારી ચવરાવ્યાં પાન, ભરી સભામાં આપ્યાં માન; મનોરથ તેની કીધી ઘણી, આગત સાગત કીધી તે તણી, રાજાવે પુછયાની રીત, હું સાથે કરી બહુ પ્રીત;તમ સાથે મારે છે નેહ,તે વાતમાં નહી સંદેહ; હારજીત તે મહારે હાથ, નીત રમવું ત-મારી સાથ હુત જુવારીમાં નહી કર્મ, એ આ ક્ષત્રીનો છે ધરમ;નીત તમારૂ મહારે કામ,લેઇ ન શકે તમારૂ નામ. ઘણા દીવસની મારે ભુખ,કહો વાત તો પામું સુખ; કહો વાત ચતુરાઇ તણિ,ઇચ્છા સાંભળવા તે ઘણી. અમો શી વારતા કીજીએ, કહો તો હુકારો દીજીયે;વાત રાજા વિક્રમ ત્યાં કહે.હુકારો જુવારીદે;તારા દમણપુર પા-ટણ ગામ; નાહારસંગ રાજાનું નામ; રાજા ચાલે રૂડે કરમ,કોઇનો ના લોપે ધરમ, વચન ભ્રષ્ટ કોઇ નવ થાય; સતવાદી સકોમળ રાય, ભુદર બ્રાહ્મણ વીધાવંત, સાદ શીરોમણ અહકો સંત. નગ્ર મધે માંડે નીશાળ,ભણે વરણ અઢારે બાળ,કામ સાર જે વિધા ભણે, લેખાં લાખ કરોડો મણે; વણીક વેપારી તન,તે તો મરમ મહોટો મ-ન, ડાહયો શાણો,દીઠો ઘણો, નાહાનપણમાં વિદ્યા ભણ્યો; ભણે પુત્રી એક વણીકજ તણી, તેણે પ્રીત રમીશુ ઘણી; કરે એકાંતે હડકી વાત ભાણતાં, વરસ થયાં શુભ મા

ત; ખાણું ખેળામાં લઇ જાય, મળી એકઠા બેઉએ ખાય; જીવ એકને જુદી દેહ, પ્રીત જેમ બપઈયા મેહ. એમ કરતાં બેઉ વિદ્યા ભણ્યા, પોહોચ્યા કોડ તેના મન તણા; રહેછે જુજુવી શેરી છેક, સાય રંક પણ ન્યાતે એક. ત્યારે બોલી ન્હાની બાળ, હવે નહી આવું નીશાળ; ત્યારે તે મીરમ બોલીયો, પડલ મન તણો ખોલીયો, આટલા દીવસ ભણાવી તને, શું આશીષ્ટ દઇશ મને; મન માગ્યું હું લેઉ આજ, ત્યારે થાય મહારૂં કાજ. કહે નારી જે માગે તું, સત વચન તે આપું હું; ત્યારે તેનું જેવું મન, માગ્યું કપરૂ તેને દન; માગું બોલે દીજે તન, કન્યાએ સાંભળ્યું વચન; સાંભળતાં આવે છે લાજ મને, પરણે તો થાયે કાજ; આપી મન કરૂં તાહરૂં, સફળ જન્મ થાયે માહરૂં, એટલું માગું તારી પાસ, તું પુરને અમારી આશ, અહર્યી પ્રીતી આપણી હોય, તે વાત ના જાણે કોય; કુંવરી કહે ચેતાવું વાત, પછે કહું તુજ આગળ વાત; માહારૂં મન તો તાહરે સાથ; બાકી તો પીતાને હાથ; એમ કહી નારી ગઇ ઘેર, પીતા આગળ માંડી કહિ પેર. પીતાવર દેખાડુ અમો, તે વરને પરણાવો તમો; તે વાત ગમે તે તુને, દીન થકી ચેતાવું તુને; નાત આપણિ આપણું ગામ; લીધું વડ મીરમનું નામ; ત્યારે ખીજ્યો તેનો બાપ, શું બોલી અજાણ આપ; હત્યારિ આપ, અતીશ, એ વાતથી છેદુ શીશ. તું દીસે છે કરમ ચંડાળ, અતીશે એવી દીધી ગાળ; બીજીવાર ભુંડું ભાખશે, મરડી ઝટ કુપમાં નાંખશે; હવે જો લેઇશ એનું નામ, તો તુને મારૂ આ ઠામ; એ રંક જાત મજુરી કરે, તે મહારિ કન્યા કેમ વરે. કરી પીતાએ અદકી રીશ, ગાળો તાંહાં દીધી દશવીશ, તે કુંવરીએ મુકી આશ, આવી મીરમ કેરે પાસ, માહારિ વાત; તમ પોહોતી નહી આશ, તમ પાસ આવી છું દાસ; મીર સાંભળ તું મહારી વાત તમ કારણ પુછ્યું મેં તાત; સાંભળતામાં રીસજ હુવે, ફરી કહે તો નાખુ કુવે, સાંભળતા મુને મારી ઘણી, અવગણના કીધી તુજ તણી; એવું કામ સેં તે નવ થાય, વચન ભ્રષ્ટ મહારૂં કેમ જાય. મીરમ કહે મારૂં શું ગયું, વચન ભ્રષ્ટ તારૂં તો થયું; કહું કરે તે સાચી પ્રીત, નીકર લોકાચારજ રિત હવડાં તો કુંવારી છું, મન વિચારી જો તે તું; પરણિને પતી પાસે જાઉ. એ વચન ઓશીકૃત થાઉ; તેના પહેલી આવું તારી પાસ, તમે રાખજો દ્રઢ વિશ્વાસ; હું વાચા સત વાચા લેઉં, કોલ સાત પરીયાંનો દેઉ, પ્રથમ તમને મનાવુ સુખ, પછે સ્વામીનું ભાળું મુખ; દીધો કોલ તે સુખી થયાં, આપ આપણે મંદીર ગયા; વાત કરી મનમાં તે મઢી; વળતી વાત વીસારે પડી. દોહરા—વણીક તણો વીવાહ કર્યો, વરસ થયાં છે બાર; પંદર વરસે [illegible] મુવો, તેને શીર પડ્યો ઘર ભાર. બે ત્રણેક વરસ થયાં, કરે પોતાનું કામ; કરી કોથળો તે ફરે, ભટકે બધું ગામ, વહેવારીયાની બેટડી, વરસ થયાં અગીયાર; વીવા કીધો નગરમાં વાણીઆણી વેપાર. પુરૂષ પરણિને પરવર્યો, પરસુદ્ધ પ્રદેશ [illegible] રહિ પદમણી, જો મન ભાળે વેશ, એમસહુ જમે સાથમાં, જમે પોતાનો [illegible]; અવિદ્યા એક છે નહી,

સાંભળે નીત કરમ. ચોપાઇ—વર પરણી પરદેશ ગયો. વહાણવટી વહેપારીથયો; પ-ડી શાહુકારીમાં શાખ, જોડયા દ્રવ્ય હજારો લાખ. પ્રસન થયા છે બોલો ઇશ, એમ વરસ થયાં છે ચોવીશ; કારાહ ઉતાવળો આવ્યો ત્યાંહ, વહેપારીઓના મહોલામાંહ વધામણી લોલી લાવીઓ, વહેપારીને મંદીર આવીયો; સામા ચાલ્યા સહોદર સહુ, આલી અનંગળ લાવ્યો બહુ મળ્યો ભેટી સહોદર તેહ, અદકો મન ધરીને સ્નેહ;વહાલા ને અદકુ હેત, માસી આવ્યાં ભાણેજ તેડી સ્ત્રી નવલાગી વાર, પહેરાવ્યાશોળેશણ-ગાર;આભુશણ શુભ મોતી તણાં, પહેરાવ્યાં વસ્ત્ર અમુલક ઘણાં; જથાબંધ જમ્યો સહુ સાથ, એમ કરતાં ગઇ મધરાત સ્ત્રી ભરથારને અદકુ હેજ, એકાંતે પથરાવી શેજ; દીપક રાખ્યા ઝાક ઝમાલ બે જણાંને અદકુ વાહાલ. ચંપા દેવડાં સુકચ-માંહ, પેંડા પતાસાં આંણ્યાં તાંહ; કોટ માંહે મુક્તાફળ હાર, ટીલાં ટપકાં કીધાં સાર. કસુંબલ સાળુ કસબી કોર, ઝાઝો તાન કરે છે શોર; જળપાત્ર ઝારી દિવડો, આપ ઉલટમાં જીવડો. મધરાતમાં ઓછી છે એક ઘડી, તે વેળા સ્ત્રી મોહોલે ચડી; બેઠો વર મહા ઉલટ ભેર વણિક દીવસે આવ્યો ઘેર, શેજે પગ ધર્યો જયાહરે, પેલી વાત સાંભરી તાહરે; બાળપણાની વાતજ જેહ, વેશી દીલમાં અ વી તેહ. બોલીછું હું મ-રમની સાથ,કોલ વચન અપ્યું છે હાથ.તે કોલમાહરો જો જશે,તો તો કાયાકોડી થશે, પગ ખેંચીને રહી, જોતામાંતો ઝાંખી થઇ. ચતુર ઘણો પુરૂષ તે તણો, સ્ત્રી ચરીત્ર ભણ્યો છે ઘણો. વરત્યું આપ નારીનું મન, બોલ્યો નારી શું જુક્તિ જન, જોતામાં કયમ ઝાંખાં થયાં, પગ ખેંચી કેમ ઉભાં રહ્યાં, સાચું બોલો અતરે આપ. તેનો ગુ-ન્હો તમારો માફ, તેની શાક્ષી છે જુગદિશ, જોઇ કાંઇ આળ ચડાવું શીશ, તું જુઠું બોલે મુજ સંગ, તો કુષ્ટી થાજો તુજ અંગ.

દોહરો—સ્ત્રીએ મન વીમાશીયું, સીધી સાચે હોય; સુરજ શાખે હું કહું, અન્યા ય બોલુ નહી કોય, જુઠી વાત બોલુ નહિ, જુઠી વાતે દેહ દુખ; સાચે સીધિ પામીયે, સાચી વાતે સુખ, સાચુ પુછો તો સાંભળો, થઇ છે વિપ્રીત વાત; નિશાળે હું બેસતી, વરસ થયા તાં સાત. મુજને એક ભણાવતો વણિક તણો એક બાળ; તે શું પ્રીત ઘણી મુને, જીવથી અદકુ વહાલ. જેવારે ભણી ઉતરી, જવા માંડયું ઘેર તે દહાડે તે બોલીયો, કહી અણઘટતી પેર, તુજ સાથે સંગે રમુ, તુજશું મેળું સંજોગ આ-લીંગન અપાવીએ, તુજ સાથે કરૂં ભોગ;મન ચુકી મુજશું કહયું, મેં ધરયુ તે ચીત આજ થકી મળશું કયાંહી, સંસાર તણી એ રીત.

ચોપાઇ—તાહાં વચન આપ્યું તું અમો, મીરમધીરજ રાખો તમો; વસીએ છીએ તો એકજ દેશ; હવડાં છુ કુંવારે વેશ; પરણિ પતીના પાસે જશું, ત્યાર પહેલાં ઓ ળિંગણ થશું; પરણિ રાજ ગયા પરદેશ, ઘેર રહિ હું જોબન વેશ, એ વાત તો ગઇ વિસરી, ઘર મુકી હું નથી નિસરી; મુખ તમારૂ જોયું નહિ, તે વારતા સાંભળો નહી.

મારા ભાગ્યે આવ્યા મહારાજ;તે દહાડો હવડાં છે આજ,તે વાતની સુરતા થઇ,પ્રેમ ખેંચીને ઉભી રહી. તે મન માંને તો સાંખ. જો ગમેતો મારી નાખ; સાચી વાત ઇશ્વરને ગમે, સાચે શોક સજનનો સમે; એમાં જુઠું જે ઉચરે પુરવ જનમનું સુકરીતકરે; ઇશ્વર આંણુ એ સાચુ અમા, મુને આગ્ના દીજેજી તમો.

દોહરો—નાવ કહે નારી સુણો,વેગે તમે સજ થાઓ; વચન જે આપીયુ તાંહાં આ વેળા જાઓ; આતો પલકજ એકમાં, ના ધરશો કાંઇલાજ;જુઠા સંગે નવ રહુ, સાચાનું છે કાજ, ચાચું બોલો તમો, તેમ સાચો હું આપ;તેમાં ખેદ કરું અમો, તો બ્રહ્મહત્યાદીક પાપ, રીસ નહી એ વાવમાં, સાચુ કહુ આ દીશ; ચાર હત્યાશીર માહરે, તો કોપે ઉમીયા ઇશ.

ચોપાઇ—એવું સુણતાં નારી વળી, પાછી પગલે પાછી ફરી તાંહાંથકી નારી નીસરી,પેહેલી વાત હઇડામાં ધરી,મુકયો મોહોલ શેરીને ગામ,આવી ચઉટામાં તે ઠામ, નીશા અંધારી માઝમ ઘોર;મળયા નારને તે વેળા ચોર, તેણે મનમાં કરયો વિચાર, લુટવાને માંડી તે વાર, આવ્યું ઘરેણું દળદર ગયું, એહા કામ તે આપણું થયું; એની પાસે અદકો માલ, આપણે ચોર થઇશું નાહાલ, એ પાસછે અદકુ ધન. ચારે ચોરનું રીઝ્યું મન;ઉતાવળા લઇ જઇએ ઘેર, પછે કરીએ બીજીપેર; છોકરાંમે સુખ પમાડીયે; રૂડી રિતે રમાડીએ. ત્યારે તે બોલી કામની નીશા અરધી દીશે જામની પગે લાગીને નારી કહે, ત્યારે ચોર સાંભળવા રહે, ભાઇ મારે કામે જાઉછુ, લાગે વાર ખોટી થાઉંછું, એવું તે બોલી કામની કરે પ્રતીજ્ઞા તે ભામની, ઘડીએક બેસો આ ઠાર; ઉતારી આપુ સણગાર; જાવાદોને મુને આજ, તો થાઓ અમારૂં કાજ, વચન અમારૂં પાળો તમો, સુખેજાવાદોને અમો; કરવા જાઉછું માહારૂં કામ, પાછી ફરી આવું આ ઠામ, ત્યાં ગયે સરેછે કાજ; ત્યથી ઉતાવળી આવું આજ; જોકાંઇ આવે તમને હેત, તો જાવું શણગાર સમેત;તુજ આગળ ખાધા કસા સમ; તો આ વેળા ન આવું કયમ; ખરા સમ નારીએ કહયા. ત્યારે ચોરે સાચા લહયા; તેમાં તસ્કર બોલ્યો એક, મેલુ કયમ આવ્યું વશેક; બીજો કહે જાવા કયમ દઉ. શણગાર સરવે લુટીલેઉ, ત્રીજો કહે કેમજ મુકીએ, આવ્યું હોય તે કેમ ચુકીએ, ચોથો કહે મારૂં એ નામ, લુંટી લેઇશ આણે ઠામ, તારે નારી બોલી ત્યાંહ, હુંતો પાછીઆવું આંહ. નારી કહે રહો ઘડી, શાને વાત કરોછો વડી. હવણાં આવું નલાગે વાર. આપું વસ્ત્ર સરવે શણગાર, લેજો સરવે અમારી પાસ, તમ ચારેની પોંચશે આશ, ચારે ચોર દયાવંત થયા, એવા બોલ તો નારીને કહયા, ત્યારે બોલયા ચારે ચોર, સાચી વાત એક તેણે ઠોર; હવડાં જઇ વેહેલા આવજો, પાછાં આભુષણ લાવજો, ચારે કહે એહીએ પારખું, સતવચનએનું સારખું; મુકી દીધી ગઇ એ નાર, તસ્કરે મળી કરયો વીચાર. એવી માનની ભોગી હોય, આપવા આવે બીજુ કોય;તાડે ચડી કો-

ભાગો તમો; રાહુ બેઠા કરો કલોલ, સભા માંહેથી ઉઠો શોળ, જુદા ખસો જ્યારે ચાર એકાંતે બેસી કરો વિચાર; રૂડીનાર કે રૂડો નાવ. એટલી વાત સુણ્યાનો ભાવ; રૂડા ચાર કે રૂડો મીત્ર, એ ચારેમાં કોણ પવીત્ર; રાઢેહ ભાગે મહારા દેહને, હું શીરપાવ આપુ તેહને. જેના મનશું જેવું લહો, મહારે મોહોડે તેવું કહો,ઉલાસે બેઠા એકાંત રાજાના મનની ભાગવા ભરાંત; ચારની કાધિ થોક, બેઠા છે બહાર બહુ લોક; એ-કાંતે તેડી કરીતી ગુજ, જેને જેવ ઉપજી સુજ. પ્રથમ ચોર પોતે આવીયા, તે વાતો એવી લાવિયા. ચારેમાં ભલો છે કંથ, બીજે નાહિ જાવાદે પંથ; સ્રીઓ તે ઘણાં દે આશ, કેમ જાવાદે બીજા પાસ સ્રીનાં વાઢો નાકને કાન, એવાનું ઉતારે માન; એવું વચન તાહરૂ તો બાળ એવે વચન ખુટે કાળ સ્ત્રી બોળે બાપનું નામ, કંથ ન કરવા દે એ કામ; કંથ ભલો જાણુછું અમો,પછે મન વીચારો તમો; બીજો ચાર વળી હા-જર થયા. તેણે બોલ રાજાને કહ્યા. માહારા મનમાં રૂડી કામનિ, નહીતો કેમ આવે જામની; બોલ્યુ હતુ બાળપણુ તણુ, પાલ્યુ એટલુ અચરત ઘણુ; બોલનાર તે સાહુ-કો હોય; પાળે એક લાખામાં કોય; મારે મનતો એ વીચાર, એહ ચારમાં રૂડી નાર; પેહેલી વાતતો સંભારી કહી, મીત્ર પાસે જાવું જે સહી; ત્યાંહા ન જવાય તો શું થાય, બોલ ગીરત એનો કેમ જાય; ત્રીજો કહે બોલું ધરમ, સહુ પેહેલુ મીરમનું કરમ. જેયાં તે જુવંતીના ચેહેન. ઓરત માણસ મુકી એન; તેતો ભલો છે મારે મન; રૂડો વણીકનો તન; ચારે જણે તો દીઠા તેહ, જેને લીધાં ઉપર નેહ; અમારે મનતો રૂડા ચોર, નીરાા અંધારિ હુતી ઘોર નોહોતુ પાસે તેને કોય; શણગાર હજારજ કેરા હોય, સમતો ગરજે ખાએ ધણી, કેમ તસ્કર માને ને તણિ; આવ્યું હાથ જાવા ગોદ દેત, નારી પાસે સુખેથી લેત, નારી પાસે કોનું જોર, રાત અંધારી માજમઘોર બો-લાવિને પંથે પળ્યા, ચારેમાં ચોરજ ભલા; રૂડા ચોર એ મનમાં હરે. પછે વિચારો દીલ તાહરે.

દાહરો—વિક્રમસેને વીચારયું,ચતુર ઓળખાય ચાર, કળસ ચાર ચોરે ખરા,લું-ટયો છે ભંડાર.એકાંતે તેડી તેહને; ભાઇ તમારે શું કામ, આપો કળસ બ્રાહ્મણ તણા નહીતર મારૂ આ ઠામ, નામુકર ગયા માનુ નહી; મુજને દ્રઢ વીશ્વાસ,લક્ષ કોટી વા-શે વશા દ્રવ્ય તમારે પાસ કળશ લીધા તેતો તમો, બીજા નહી સમરથ; હીમત કો-ઇની ચાલે નહી. ન લેવાય કોઇથી ગ્રથ. ત્યારે તસ્કર બોલીયો શું બોલો એ આળ; ચડ ગળે કોણ પારેખસે. ઉતરે શીરની ગાળ. ચોર તમો અમને કરો. અમારે શાહુકા રી વાત; જેવું દેખું તેવું કહું, તેહ અમારી જાત, એતો કામ નહિ રાવળાં, એ જુઠાનાં કામ, જે આવે દ્રષ્ટ આગળે, લોકો તેનું નામ. જાણોતો મારો ચોરને, જાણુ-તો છુટો વાસ; જાણો તો કરી જુવો, પણ દ્રવ્ય નહી અમ પાસ. અનેક પ્રકાર રાજા કરે, પુછી લીધો પાર; શામ દામ કેટીક કરયા; પણ ચોર થયા નહી ચાર. રાજા કહે

દીજીયે શુળીયે ચાર ચોવટે એ ચાર; પણ જીમ કઢાવો તાળવે, પંચ મુઠાળી માર. મુછે ન આવ્યા હાથમાં; ત્યારે આવ્યો કાળ; મેતલ રૂજનિ આજની; પીછશે પ્રાતસ કાળ, રકમ ગમે તેને હશે, તે તસ્કર મહાવીર; નીશ ચરચા રાજા ગયો તે રાજારે-હેવા થિર. ઘેર રાખ્યા ચારે જણા, તસ્કર જેનાં નામ; માલ પેંદા કરીદોમુને, હવડાં આણે ઠામ.

ચોપાઈ—જેનો જેતો રાજા જાય, ઉજેણિમાં શું બોલી થાય; બહુ સુખી બોલે સહુ લોક, તસ્કર ચાલ્યા તેનો ફોક. છાનિવાતો કરેછે સહુ; સજ્જન દુરીજનબોલેબહુ નારે વારતા તે શી થાય, ગામમાં બોલી કેવી બોલાય. એક કહે તસ્કર ઝાલીયા; બીજો કહે અદ્રષ્ટ ચાલીયા; ત્રીજો કહે ચતુર એ રાય;એ આગળ ક્યાં નાશી જાય; ચોથો કહે બનાવી વાત, અન્યાયથી આ ઝાલ્યા હાથ; ત્યારે બીજે મરડ્યું મુખ, વાત સાંભળી લાગ્યું દુખ;ઝાલ્યા તે જાણુ છું હું, હાહા થઇ શું કહે છે તું; માથાની ઉતાળી ગાળ, પચાસ બ્રાહ્મણનો માલ. ગરીબને શુળીએ ઘાલશે થોડુક બ્રાહ્મણને આલશે; માલ પચાવાના એ કામ, રાજા લે તસ્કરનું નામ;જીવ્યાછે લાં ની માહરી, મુજને પરગત છે તાહરી; વાતો મોટાની કોણજ કરે. આવરદા વણ ખુટે મરે; માંહોમાંહે એમ બોલે લોક; તેમ તેમ રાજા પામે શોક, લોકો વાત નગ્રમાં કરે,તેનો રાજા રૂહયે ધરે; પ્રાતુશકાળે થાય દરબાર. તેડ્યા સભામાં તસ્કર ચાર;વગુ વાંક શા માટે મરો, કળશચાર તે હાજર કરો. તમ ચારેને શુળીયે દેહશ;કળસ ચાર પાસેથી લેહશ, તસ્કર કહે અમશું મેલ, આ તલ માંહે નથી તેલ;અમ પાસેતો દ્રવ્યજ નથી કોટી વરાં શું કહિયે કથી; બધુ ગામ જાણેછે તુને, સાચા થવા મારોઓ મુને કળસ ચાર પોતાને ઘેર ધરો, ચોરી ઉતારવા હત્યા કરો; ઉતારવા માથાની ગાળ; તસ્કરને મારો તત્કાળ;એ પ્રદુખભંજન કામ; થાશે નવખંડમાં નામ. એટલે આવ્યો પેલો બ્રહ્મ, રાજા શોદ કરે એ કર્મ; કરે હત્યાએ ચારે તણી, હું તો લક્ષમી પામ્યો ઘણી; જાવાદો એને એનીવાત, શીદ મારો ફક્ત મુજ માટ; સમજ્યા રાય તમારો ઠાઠ, કળશ ચારના પામ્યા આઠ; તમને કહયું તે હા કીજીએ,નીમેશ હતી રહી લીજીએ; સહુકો આપ હઇડામાં લહે,રાજા મોહોડે તે કોણ કહે. સાચા તમોને જુઠા સર્વ, પેટ ભરી પામ્યો હું દ્રવ્ય; રાજાજીને ચેનન પડે, બોલે લોક તો અચરત અડે.કહયું અમારૂં કીજીયે, તસ્કરને મુકી દીજીએ; ભારી સભામાં પાણિ ગયું. કામ બ્રાહ્મણનું નવ થયું;તસ્કર મારે નવ આવે માલ, ન ઉતરેમાથેથીગાળ, તસ્કરને તેડ્યા એકાંત, મન તણી મુકીને ભરાંત ચાર તસ્કરને પોતે પાચ; સતવચન દેઈ બોલ્યા સાચ, જે તમો કહો તે કીજીએ, કળશ ચારમુજને દિજીએ, ત્યારે તે તસ્કર બોલીયા મન તણો પડદો ખોલાયા; સાક્ષાત કળશ લીધા છે અમો. શું જોર કરશોજી તમો ઘણું કરો તે મારો આજ, તેથી તો સરે નહી કાજ. એકાંત પુછે તો સાચું કહું,સભા વ-

યે નાસુકરરર જાઉં; અમને મારે બેસે ગાળ, હાથ ન આવે કોડી માલ;કળશ ડાટયા તેમાં રહ્યા, રઇયતે સહુ અન્યાઇયા કહ્યા; બાર દીવસ આજ પુરા થશે, વચન કહ્યું તે મીથ્યા જશે; જો કરશો મુજ સાથે પ્રિત, તે તો રાજા રહેશે રીત તમ સાનીધેતો સાચા થાઉં;સભામાં સમ કરોડો ખાઉં; કુળશ આપુ તો કોપો રાય, મારી નાખોપ્ર-લકમાંય;અમો અમારે ઘડીયે ઘાટ,શેવાના ખોઇયે શામાટ. કદાચ જીવતો મુકો તમો થા રોજમારે જીવું અમો; ચોરે ચકલે ચડાયુ નામ, ચોર કહેવાણા બધે ગામ, નવ ધીરે નવ પાસે રહે; ચોર ખરા એ અમને કહે; માટે આપ વિચારો મન, તેમાટે નવ આપું ધન; અમો ખોશું અમારૂ શીશ, જે ખાશે તે દેશે આશીશ.

દોહરા–ભુપત કહે ભલે કહ્યુ શરે હમારૂ કામ;ત્રાંબાને પત્રે લખી,આપુ વિશજ ગામ, મન મનાવું તાહરૂં, પોચાડું તમ આશ, વડા વજીર થાપુ અમો કાંઇ ન રાખુ પાસ; પુત્ર થકી વાહલા ઘણા, સભામાં બોલું બોલ. તે વાને સુરજ સાખિયા પરીયા સાતનો કોલ; આગળ કોડ અંગ ગળે,જે નહી પાળે બોલ રીજુ પણ ખીજુ નહી, ખરો દેખાડું ખેલ; મનમાની મોજે કરો, કરો રૂડી રંગાં રેલ, વચમાં હરસીધ માવડી. મહાકાળેશ્વરમળ;મન માન્યું તસ્કાર તણુ, ચીતમાં રીજ્યા ચોર; કળસ આણીને આપીયા ક્ષણુનલાગી વાર, દેખે વધી મેદની,નરનારી સઉ કોય; આણ્યા કળશ સભા મોશે, જગત બધું ત્યાં જોય;તેમા ગણીને નાણા ભરયા, ટકા છનુ કરોડ; મહાલક્ષમી આપે તહાં, જોતાં પોચે કોડ. મહાલક્ષમીજી કળશમાં, વેદ પુરાણે વાસ,ને અગણિત આણી તહાં,પ્રિતે મહીપત પાશ સમરથ તેમાં અતી ઘણી, કોઇએ ન જાણ્યો મરમ; એક વીક્રમ જાણે.વડો ઇશ્વરે રાખ્યો ધરમ; સભાસદુકો દેખતાં, આપ્યા બ્રાહ્મણે હાથ; પ્રણામ કરયો પગે નમી.સ્તુતિ કીધિ તે સાથ; હું અપરાધી અતી ઘણો, હું છું બ્રાહ્મણનો રાંક આપ મંદીરે પોચાડુ હું, ક્ષમા કરો મુજ વાંક, એમ કહી પગે નમ્યો. રાજાએ નમાવ્યું શીશ; હરખ્યો બ્રાહ્મણ હઇડે ઘણું, અતી દીધી આશીશ, કોટી કલ્યાણ તરૂ થજો, નીત કરજો એવાં કામ, શાક વારતા ઘણી ચાલજો, થાજો જુગમાં નામ. કળશ ચાર લેઇ ગયો, બ્રાહ્મણ પોતાનેઘેર; રાય પ્રજા પામે ઘણું, નીતનીત નવલી પેર બોલ્યુ તે પળીયુ, વચન પોતાનું સાર, તસ્કરે તે આપીયું ક્ષણુ ન લાગી વાર, તસ્કરને વળાવીયા, કરીને મન પ્રસન, ઓછવથયો સરવને, રીજ્યો મન રાજન.

ચોપાઇ–કહે પુતળાં સાંભળ રાય;પરદુઃખભંજન તે કહેવાય; એવું સાભળી કરશે દાન; આ લોકે પરલોકે માન. દોહરા–શ્રીગોડ માળવી વીપ્ર શુભ, વિરેશ્વર સુત નામ; શ્રી નગ્ર રેવા તણું, વેમનપુર ગુણ ગામ; એમ કહીને પુતળી આપે ગઇ આકાશ, એહ કથા પુરણ થઇ; કહે કવિ શામળદાસ, શ્રોતાવક્તા સમજતા, કહે કવિતા કરજોડ, સામળભટ સાચુ કહે, બોલો શ્રી રણછોડ.

## વારતા ૧૨ મી વિક્રમચરિત્રની.

સિંહકા નામની બારમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

દોહરો—કલમ ભુતનરા વરણવું. આપો ઉત્તમ બુદ્ધ;વાસ કરો રસના વિસે. તો અક્ષર બોલું શુદ્ધ. વરણવું વીક્રમસેનને, બુદ્ધિ પ્રફુલીત થાશ, ધરમ બુદ્ધિબહુ ઉપજે, પાપ સમુળાં જાય. એક અક્ષર એ પદ તણો. જે જન ધરશે કાન પુન્ય ચંદ્રાયણ વરતનું પ્રતિ અક્ષરે ગૌદાન; શીંહાસન કંચન તણું લાવ્યો ભોજમહારાય; ગંગોદક શું શુદ્ધ કરયું; ભરિ સભાની માંહ;બ્રોંઢ પંડીત પ્રતાપથી મુહુરત લીધું રાજન, જગ જાગ મંગળ કર્યા નગ્ર બધું ભોજન. ઘેરઘેર મરૂંદગ વાજીયા, ચિત્ર મોહોલ અવાસ; જળહળ રથર શણગારીયાં, કરી સભા ચોપાસ; દુધે ઉમર ધોવરાવીયા, મોતીયે પુરાવ્યા ચોક. કુમકુમ છડા દેવરાવીયા, અજવાલ્યાં મેડી ગોખ; રાજપુલી છત્રીય શુભ. મળ્યા રાણાને રાય, આજ્ઞા માગી ઇષ્ટની, ધરવા માંડયો પાય; ત્યાંહાં રહેરે વેગળો, ભોજમાં ધર તું ચરણ. બોલી શીંહિકા પુતળી સુણો રાયજી કરણ. આસન ઇંદ્રજ પુત્રનું. પરદુઃખ ભંજન નામઃ આસન જે નર બેશશે, કરે પ્રમારથ કામ. ભોજ કહે સીંહીકા સુણો; કોણ તે વિક્રમ ચરીત્ર; કોમળ મન થાય પવિત્ર, કેઇપેરે એ શાંભળું, કેઇ પેરે દેઉ દાન; કોણે એ વાતજ સાંભળી.જે આવ્યું ભોજ સુણે છે કાન.

ચોપાઇ—એક સમે એક બ્રહ્મની ગાય, જેમ હાંકે તેમ વાંકી જાય; ચઢી ગોવાળ ક્રોધીલનેરીશ, મારીગેડીકા તેને શીશ. નહીજ્ઞાન દયાનું વરત,સધ ધેનુ ત્યાં પામી મરણ;ઉભો ઉભો જુવે ગોવાળ; ત્યાં આવ્યો બ્રાહ્મણનો બાળ અલ્યા દુષ્ટ ધેનું મારી તેં, તેતો દ્રષ્ટ દિઠીમેં; નગરમાં અમો કહીશું જઇ, એની ગતી તે તાહરી થઇ ગોપ કોપ્યો તેહ અજાણ,લીધા બ્રાહ્મણ કેરા પ્રાણ. નવ લહી તેની કોણે પેર. આવ્યાં દુષ્ટ પોતાને ઘેર ગઇ રાત્રી અરધી જાહરે. ઉદર ધેનુ બોલી તાહરે ગરમાં ધરૂણી પોઢનાર; તેણે મનમાં કરયા વીચાર, નથી માહરા ઘરમાં ગાય. ગેબી શબ્દ તે કયાંથી થાય; દીવો લઇ પેઠી ઘર માંય, જોયું પાડી પોડયો છે ત્યાંહ મુખમાં દીઠા કરોડ, ઉદર ધેનુ બોલે ગોડ;દુરગંધ ગંધ તેનો ગંધાય.પાસે ઉભા નવ રહેવાય નારી તે દેખીને વળી, હત્યા બેઠી તેતો કળી. કીધું પાપ પાપીએ પુર, વિતી રાત ઉગ્યો છે સુર; અરે પાપી તે કરમ ચંડાળ, સ્ત્રીએ શીખ દીધી ગોવાળ; દુષ્ટ કરમ તેં એશું કરયું, તાહરૂં ઉદર કીડે ભરયું, શીર હત્યા બેસારી કયાંહાં, ગાય બોલેછે પેટજ માંહ; મીલે જઇને ગંગા તીર, પાડ પંડને ખોઇ શરીર બહ પડયો તાહારિ દેહને, ત્યારે જ્ઞાન આવ્યું તેહને, શું કામ ઇચ્છે તું આજ,તે કેહેતાં ન માનીશ લાજ. ગઉહત્યા બ્રહ્મહત્યા જેહ, ઉતારવા પાડુંછું દેહ. અલ્યા કામ તાહરૂં નહી થાય, મુકીશ હત્યા ગંગામાંય હાંકી કાડયો દીધો માર, નાહાવા ન પામ્યો તે ઠાર; વીચાર કરયો પાપી મન; નીશા

પડે ગયો એક વન; મોહોટી કાષ્ટની ચીતા કરી, ઝંપાવા બુદ્ધિ મન ધરી, જવો પડે અગ્નિમાંહે, ચવનઋષી તવ બોલ્યો ત્યાંહ; મુજ દેખતાં બળમાતુ આજ, કેહે તાહરા મન કેરૂ કાજ, બેહત્યા માહારે શીર પડી, માટે દેહ બાળુ આ ઘડી.

દોહરો—વચન સુણી ચીતામાં ધરે, વાકયસાંભળ કરણ;હવડાં હત્યા બેયછે,વળતિ યારી ત્રણ લક્ષવરા અગ્નિ બળે. બ્રહ્મહત્યા નહી જાય; ચરણે લાગ ગઉતમ તણે, તો કામ કદાચિત થાય, મહારાજ જાણુ નહી, ગઉતમ કેરો ઠામ;હુ પાપીજઇ કેમ વસુ કયાંહાં ગઉતમધામ; જા પાપી તું ધાયરો; દક્ષણ ગંગા વાટ; શ્રી નરમદા તીર છે, રામકુંડને, ઘાટ. શુલપાણી શાનીધ્યછે, સીતાવાડી જ્યાંહ.નીત કરવા સંચાસમે, ઉત્તમ આવે તાંહ; ઉતમ ઉપાય બતાવસે, જે લાગે જઇ પાગ;બાણી જે હત્યા થકી, નથા રહયાનો જોગ.

ચોપાઈ—મહારાજ રૂષી પરકામ, દેખાડો ગઉતમનો ઠામ,માત તાતને ભરાતજ તમો, તમ શરણ આવ્યાછું અમો, ચણાક દીનતા નાખી મુખ, પ્રસન થયા તાંહાં પોતે રૂખ; તે પાપીને ઝાલ્યો બાંહ, આવ્યા રૂદ્રદેવ છેતાંહ. નાહયો નરમદાથઈપ્રસન ગઉતમનું કીધું દરશન; વચન રૂષીએ જોડ્યા હાથ. બોલ્યા ગઉતમજી સાથ. તુજ સ્તુતી મનમાં આણજે; મુજતી અધીક એને જાણજે; ગઉહત્યા બ્રહ્મહત્યા જેહ; માથે લઇ બેઠાછે તેહ, તે માટે આવ્યા તમ્મ શરણ, માહરી અરજ સાંભળજે કરણ;હત્યા ઉતરે નીરમળ થાય, મહારાજ કરોને તે ઉપાય.

દોહરા—કહે ગઉતમ રૂષીજી શુણો, પાપી થાય પવીત્ર;નરમદા સાનીધ્યછે સાંભળ વિક્રરમ ચરીત્ર, કીયા પુરાણ કોણ ગ્રંથમાં, કઈ પુરીમાં, કોણ નામ;કોઇરીપે તે સાંભળ, તે રહેતો કોણઠામ. ચોપાઇ—કળિયુગમાં તે વિક્રરમ થયો, મનુષ્યદેવરૂશીએ લહયો; પુત્ર તેનો ઇદ્રજ તણો; સ્કંદ પુરાણે મહીમા ઘણો, દાત નહી કે રાજા પખે, રાજ કરયું ઉજેણ વિખે;તેના પુન્યની પાવની ચણિ, થોડ કથા કહુ છુ તે તણિ. બ્રાહ્મણની પુજા કીજીએ,ચરણામરત તેનું લીજીએ હંકાર એનો છાંડીયે, રાજ્યાસન વળતુ માંડીએ; સુખડ કેશર કુમ કુમ ઘણા, પુજીએ તેનો પોથી તણાં;કોટે પુષ્પનો પેમલ હાર. સભા કરીએ ઉતમ સાર, પોતાની કાયા શુદ્ધ કરી, બેશીએ સ્થાનક સાંભળવા ઠરી. કથા બત્રિશ સાંભળીયે કાન. મોહોચે તેવું દીજે દાન. દાન સુણું તે લક્ષજ થાય; બ્રહ્મહત્યાદિક પાતીક જાય; સત વચન બોલુ નહિ આલ, સાંભળ રાજા આણી વાહાલ. મન તણો સંદેહ ભાગીયો, ભોજરાય પગે લાગીયો; વિક્રમના પ્રાકરમ હોય જેહ, અમ આગળ સંભળાવો તેહ. કોણ દુખીયાનાં ભાગ્યાં દુખ, કેમ પ્રજા પમાડી સુખ; કેમ દીન પુન્ય આચર્યાં, પરદુખ ભંજન કેમ કર્યાં; શકરવતી ચાલે છે વળી. કથા કહો મુજને તે તણી;જે કથાથી પાવન થાઉ,ઘરમાં બેઠે ગંગા નાઉ; સાંભળ રાજા ચતુરસુજાણ, વીક્રમ કેરાં કરૂં વખાણ, એક સમે પોતે તાંહાં

રાય, બેઠા સીંહાસન સભાય, એટલે કાવડિયા આવ્યા જાત્ર, પુજવા જોગ એ પાંચે પાત્ર, ગંગાજળ ભરયાં તે માંહ, વઇજનાથ ચડાવા જાય. બાવો પાટ ખંડિ જ્યાં વસે, કાવડિયા તે શરણે ધસે, તિરથવાસી તેના નામ, ફરતા આવ્યા ઉજેણિગામ, નગ્ર લોક લાગે છે પાગ સુંદર રહેવા આપી જાગ; કાવડિયા કહે છે કરજોડ, વિક્રમ-સેન જેવાના કોડ, વા ભાઇ મોહોટો પુન્યવંત શેન્યા ચશીત બેઠા છે સંત, જુઓ સભામાં શોભા હોય. આડિ છડિન કરે કોય, જાત્રાળુ જેવા આવ્યા જ્યાંહ, મહીપત આપ બીરાજે તહી. પ્રણમી ભુપને દીધા માન મેવા પુલ ફોફળપાન, કોયા, દેશવશો છો કયા, શા કામે આવ્યાછો અહી. સુખીયા કે દુખિયા છો મન, દાન પાત્ર કે જાચીક જન.

દોહરા—કાવડિયા કહે છે સુણો,નહી જાચિક નહિ દુખ,તિરથ સઘળે જળ પીવુ સદા અમારે સુખ. દેશ નિરખું નિત નવા, ઉતમ તીરથ હોય, રાજ સુખ તમોલ્હો એ સુખ નવ લહે કોય, દેશ દેશની બોલીયો દેશ દેશનો હાર, દેશ દેશના વરણુવ બહુ સોભા અપરમપાર. કોનકો એક કઇ તણું;. માહગમાં થયો સાથ, હરદ્વારકાશી થઇ, જાવુ શ્રી વઇજનાથ. શોભા તમપુર દેશની, જોઇશું દિનને રાત. સ્નાન કરી ક્ષીપ્રા તણા પંથ જાશુ પ્રભાત.

ચોપાઇ—વીક્રમસેનનું હરખ્યું મન, અન્ન આહાર જમાડ્યા અન,વાટ ખરચી બંધાવ્યો દ્રવ્ય, નવિ ઠાવડો કરાવિ સરવ તીરથવાસી બોલ્યા તેહ,વિચાર કરયો પોતાને દેહ, હું પણ પૃથ્વીબાવા ફરૂં, અડસઠ તિર્થ જાત્રા કરૂં, મુલકની ચરચા જોઉ, માહારા મનનો સંદેહ ખોઉ,પાતાને મન ધરીઓ ઘાટ, પ્રધાનને સુંપ્યો છે પાટ. મહારૂ રાજ ચલાવો ધરમ; નવ ચાલીશ કાંઇ કુડાં કરમ, જાત્રાળુનો વેશાજ ધરિ, આપ ખભે એક કાવડ ધરી,ચાલ્યો આપ વીચારી મન, તે કોઇ વાત નજાણે અન્ય જ્યાં તીરથ આવે ત્યાં નહાય, અનેક તીરથ એમ કરતો જાય. નાયો રેવા ગંગાવાડી, વઇજનાથને કાવડ ચઢી,ઘણા દીવસ રાજા રડવડયો,કરણાટકમાં આવી ચડયો મધ્ય ચઉટા વચે ચોય, એક વણીક અરિભનું હાટ;થોડિ પુંજી થોડો વેપાર, દુરબળ જનનો ચાલે કાર રાજા બેઠા હાટે જઇ, ત્યારે કાવડ ભારે થઇ. મેલિ કાવડ રાખી થિર. મુખ પખાળિ પીધુ નિર. ઘણાક ઘરાક હાટે ગયાં.જ્યારે રાજાનાં પગલા થયા, એક આવેને બીજો જાય, લાભ સવાયો તેને થાય, પોહોર એક એમ કરતા ગયો શેઠ સરવ વિચારી રહ્યો, એક માસમાં વેચાયું જેહ, એક પોહોરમાં વેચ્યું તેહ.

દોહરા—એટલે ત્યા નિશાપડિ,વણિક લાગ્યો પાગ, મુજ મંદિર પાવન કરો તો આપુ રહેવા જાગ, રાજા કહે તમે સાંભળો માહારૂ રહેવાનું મન. નવ રાત્રિ છે માહારે. માટે રહેવું છે દશદીન, ત્યારે હરખ્યો. મનમા ઉમન્ગોરંગ, મનવાંછીત

માહારે થયું, આળસુને ઘેર ગંગ. ચોપાઈ—પાછળ ઘરતે આગળ હાટ તેનો આરંભ વચમાં ઘાટ;એકાંતે તેતર્યાં હેતે કરી.ભલી પેર મન હેતજ ધરી, પુત્ર વહુ પોતાની નાર, કહયો માંડીને સરવે વિચાર દેવાંશી દીશે પુતળુ, આપણું ભાગ્ય એ આવી મળ્યું;કર્મવંત પુરૂશ કો હોય, તે માટે રખે દુભે કોય, તે દહાડે રાજાને અપવાસ, કરી રહયો વનીકને વાસ; વિતી રાત્રી આવ્યો, વણિક સોદો લાવીયો, આણતાં પહેલાં વહીરે લોક, ઘરે દોકડા કોરા શોક, અમલ થયો ત્રીજા દીન તણો, શોદો લાવ્યો દશાજ ગણો;થાકે આપટા લેનાર વેચાતાં નવ લાગી વાર, ચોથ સત ગણો આણીયો.વેચીને હરખ્યો વાણીયો; વહેવાર તાણો તો કહીએ ઠાઠ, થયા એમ કરતાં દીન આઠ;દ્રવ્ય કમાયો પુંજી થઈ, તેના મનની ચીંતા ગઇ. કંથ કામની સુતને વહુ, મળી વિચાર કરે છે સહુ;કુંવરી કન્યા વરસ તેર તણી, તેની તો ચીંતા છે ઘણી, આપ્યો લાભ ઇશ્વરે આજ.તો વીવાહનો કરીએ કાજ,વળ ખોળી જોયા દશ-વીશ, તેમ તેમ ચઢે કન્યાને રીસ, એકે વર તેને નવ ગમે,માબાપને તો અદકુ દમે; બોલી ભોજાઈ તે કન્યા તણી, સુખ મરડીને રીસજ ઘણી, એનો વાણીયો કેમ કહેવાય એતો વરશે વિક્રમરાય, રાણી થઈને ચાવે પાન. તે સાંભળ્યું કુંવરીએ કાન;ભાભી તું જે બોલી વાણ,તે તો નીસ્ચે સાચું જાણ, નિસ્ચે વર વિક્રમને વરૂ, નીકર હું કુંવારિ મરૂ. વિકરમ વિના પુરૂષ જે જાત,તે મારે માડી જાયો ભ્રાત.બ્રહ્મહત્યાદીક પાતીક ધરૂ, વિક્રમરાય વીના જો વરૂ. એવી પ્રતિજ્ઞા કન્યાયે કરી,બાહાર એકે રાયે સાંભળી; મહા કવરધા ખાધા સમ, વીકરમને વરે છે કેમ. દિવસ એક બે વધતો રહ્યું, એ કન્યાનો પારજ લેઉ, સહુ સાહુકોને લાગ્યું કામ, રાજા પોઢયા પોતાને ઠામ.અરધ રાત ગઈ જ્યાહરે,એ કન્યા ઉઠી તાહરે ઘર ઉઘાડી બાહેર ગઇ, માહપતને મન ચીંતા થઇ. ઉઠયો ચરચા જોવા કાજ, સુખ સેજ્યા કરીને તાજ. નીશ ચરચા તો નરપત જુવે, કન્યા ગઈ પાણીને કુવે.નીશચય મન નારીયે કરયું, ઝંપાવા માંહે મન ધરયું.

દોહરા—વીક્રમરાય પ્રગટ થયો, ઝાલ્યો તેનો હાથ;શા માટે એમાં પડે,મુજને કહે તે વાત. આપે હત્યા કોણને, તજે છે સઘળુ સુખ, બાળપણે કુવે પડે, શું પ્રગટયું છે દુઃખ સત્ય વાત જો કહે નહી, તો બ્રહ્મહત્યાદિક પાપ. આપ નીરંજનને ગમે, સમાવે તારો તાપ. ચોપાઇ—મધરાતે ઉઠી છું હું ક્યાંથી કરમે આવ્યો તું, સંક્ષેપે કહું તે સાંભળો.લાગે વાર નગ્રમાં વળો,મળ્યા સહુ સહોદર સાથ,માહારા વીવા-નિ કરવા વાત, સરવ જાતનાં જોયાં વર, ગણાવી દેખાડયા સર. ન ગમ્યો મુજને એકે સીધ, મુજને ભોજાઇએ મેણું દીધ. તેને તો કેમ ગમે વરરાય, વીકરમ સાથે વીવા થાય. મેહેણું દીધું રાજાતણું, મુજને તો દુખ લાગ્યું ઘણું, હું રાંક જાત તે હયણાં દળુ,વીકરમ રાજાને કેમ મળુ,માટે કુવે પડીને મરૂ અંતકાળે બોલ્યું ખરૂ.

બાળપણે મરૂં છું આપ, તે વિકરમ રાજાને પાપ. કાને સાંભળ્યું છે મેં નામ, કોણ જાણે રહે છે કુણ ગામ. દોહરા—રાજા કહે રામા સુણો, અસત્ય બોલે આપ; તાહરે દુઃખે તુ મરે, રાજાને શેનું પાપ;મરણ તજો હરીને ભજો, પાછાં આવો ઘેર; વીકરમરાય તુજને મળે કરૂં હું તેની પેર. માનનીએ માન્યું નહી કરે ઝંપાપાત; હાંહાં કહી વિકરમે, ઝાલ્યો તેનો હાથ,અલ્યા શ્રાપ દેઉ તુજને કેમ ઝાલ્યો મારો હાથ, વરત મારૂ ભગાવીયું. કુંવારાનું મન સાથ;પરનારીનો કરગ્રહયો, થયું કન્યા વરત ભંગ, હવે જો બીજો વરૂ તો કોડી થાયે અંગ, આપ પ્રાણ વેગે તજુ; હત્યા તાહારે શીશ, ખાંપણ લાગે લાજમાં એમ લખ્યું જુગદીશ,

ચોપાઈ—રાજા કહે શામા સુણ તું, વિકરમસેન કહે છે તે હું; ઉજેણીનું મુકયું રાજ, અડસઠ તીરથ કરવા કાજ, જાતો તો હું માહારી વાટ, થાકયો બેઠો તાહરે હાટ;દશ દીવશ રહયો તમ ઘેર, સઘળી નીરખી તાહારી પેર માહારી જાત્રા પુરણ કરૂ, ઉજેણ જઇ તુજને હું વરૂ; સુણી વાત હરખી કામની,પાછલી પોહોર રહી જામની,દુખ ટળી રહયુ માહારે, હું તો પગે લાગુ તાહરે;વ્રત કુંવારૂ સાબુત રહયું;વીકરમ પામી કારજ થયું, અબળાની અરજ સાંભળો કરણ, ગાંધર્વ વીવા કરીને પરણ;કામાતુર આલીંગન આલ;કહે વેદના મહારી ટાળ,રાયને ચઢી છે રીસ, ગાળો દીધી છે દસવીસ; એક તો લંપટ કહે સહુ લોક, બીજુ યે તીરથ વરત ફોક, નારી વીના જોડુ નેહ, તો કુષ્ટી થાયે મારી દેહ; વળી વિચારે વિકરમરાય, આશા ભંગ એની કેમ થાય;અસી હત્યાદીક પાપ થાય, કુંભી પાપની પાસે જાય,દોહરા—રાજા કહે એનું કરયું, એ ભોગવશે પાપ;હવડાં જે કહે તે ખરૂ, પછે કરૂની આપ; સ્રીની બુદ્ધિ પાનિયે, કરે ઉતાવળું આજ;કામ વશ થઈ છે ઘણી,એનિ જાગુ દાઝ.ચોપાઇ—રાયે ગાંધરવ વીવા કરિ,તે વેળા તે નારી વરી;રૂતુ દાન આપ્યું, ત્યાં સ્રીનુ મનાવ્યુ મન. આગળ પાછળ આવ્યાં ઘેર,બીજું કોઈ નવ જાણે પેર; પ્રાતુશકાળ થયો જેટલે, સહુ સુતા ઉઠયાં તેટલે, રાજા ઉઠયો કાવડ ગ્રહી, પંથ જવાની વેળા થઇ; છાની ચીઠી રાખી સાથમાં, આપી તે સ્રીના હાથમાં;રાખે જઇ તે અગોચર ઠામ, આગળ એવું પડશે કામ. સહસ્ર મોહોર શોવરણજ તણી ખરચિ તેને આપી ઘણિ, તે કોઈ નવ જાણે વાત સુતા ઉઠયાં જનુની તાત, ચિઠી ખરચિ તેને દીધ, શિખ માગી કરયો પંથ શિધ. અડશઠ તીરથ પુરાં થયાં, રાય વિકરમ ઉજેણી ગયા; વિકરમ બેઠા સીંહાસને જઇ; પ્રજા સહુ રળીયાતજ થઈ; દીન પુઠે દીન તો વહિ જાય, આનંદ સહુને અદકો થાય, દીન પ્રતે દે ઉત્તમ દાન, જાચક જન પામે છે માન; દુઃખીયાનું ભાગે છે દુઃખ, પ્રજા શહુ પામે છે સુખ; એહ વાતતો આહીંથી રહી, પેલી સ્રીની શી ગત થઇ.દોહરા—ઉદરે ગર્ભજ વાધીયો, જેમ જેમ જાએ દીસ; ખાંપણ લાગી દેહને, ચડયું આળ એ શિશ. જગ્યા ન આપી ગામમાં, મહીયરને મુસાળ;વરણ

અઢારે સાંભળ્યું, ચઢ્યું કુંવારા આળ. ચોપાઇ—માત પીતાએ તે પરહરી, ફટ ફટ સહુ કોયે તે કરી કુળ લજવ્યું છે અમ તણું, જાણ્યું તારૂં મોટમપણું, ભોજાઇ કહે એ પ્રાક્રમી ખરી, નણંદ વીકરમ વરને વરી; એવાં અનેક સહુ મહેણાં દીધ, તે સૌ સ્ત્રીયે માંથે લીધ;મોહોટી નાત હાકમનો ડર,માબાપે તજાવ્યું ઘર.સોનું અરશે આવે વાન, જે પહેર્યાથી તુટે કાન; કહો પગ કાઢેથી સુખ થાય,ઉત્તમ સંગે ઉત્તમ જાય;ઉદર ગરભ તેણે કારણે, તે કાઢી મુકી બારણે. દોહરા—માનની મન વીચારીયું, ન સરયું એકે કામ; હવડાં કો માને નહીં, જો લઉં વીકરમ નામ; ઇસાસ્ત્ર એકલી કરૂં તેતો સરવે ફોક; કહુ કંવારી રાયે વરી, તો હસશે સરવે લોક; કામ જોઈએ દ્રાડથી મોહોની વિદ્યા હોય; ભુરકી નાંખી વાતમાં,તે અન્ય ન જાણે કોય;વિકરમ રાય પોતે થયો જુઠું દીધું નામ;હું એને કહી વરી, કરયું અણઘટતું કામ, સ્ત્રી બુદ્ધ તો પાનીયે, થઇ હું તો અજાણ; ખાંપણ લાગનારૂં લાગીયું, સઘ તજુ હું માણ; સાચાનો સુરજ સાખીયો,પ્રતક્ષ દેવ કહેવાય;જોઉં ગરભ શો પ્રસવે,જે લખ્યું તે થાય.

ચોપાઇ—તે નારી આવી ગામજ બહાર,શીવ પ્રસાદ કરે તે ઠાર; પાસે પોતાને છે ગરથ. તેથી સરશે સઘળો અરથ, ગાંમરવ એક છે અવાસ. રાખી ઘરમાં કરી તે દાસ; મેહણાં દેઇને થાકયા લોક, પોતે છાંડયો રૂદેમાં શોક; આપે માંડી બેઠી ઘર સુત્ર; પુરે માસે પ્રસવ્યો પુત્ર, રવિ આકારે તેનું તેજ, જે દેખે તે અદકુ હેત, આવે નિરખવા બધુ ગામ, રાજરતન પાડયું છે નામ, દેખે સામુદ્રિકનાં છે ચેન અરજુન સરખો બાજે એન દીરઘ બાહુ ને ભરૂકટી કપોળ, ઉર વિશાળ સરખું છે લોળ, રાંક ઘેર આવ્યું રતન, તેનાં સહુ કરે જતન જનમ અક્ષર માંડયા તે તણા નવગ્રહ ઉતમ નહિ મણા,અંતર ગુરૂ ચંદ્ર મોહ દશા, કેંદ્રસ્થાન કે ભગુજી વસ્યા.ધન સાત મે છે શની, પ્રાકરમ ભુવન બલબની,દશમ મંગળ આણંદે જાય, તેમ તેમ બાળક મોહોટો થાય,શુકલ ચંદ્ર વાધે છે જેમ, લક્ષણ રૂપ વાધે છે તેમ, વરસ સાત થયા જ્યાહરે નિશાળે મુકયો તાહરે, વણ શીખવે વિદ્યા તે ભણે, લેખું તો લાખેણું ગણે, મોહોટો તેને સઉએ કહ્યો; વડો નિશાળીઓ તેનો થયો, પુંઠે જે નિશાળીયા રહે, તેને સહુ નબાપા કહે; મારયો કોરડો એકજ બાળ. તેને મોહોડે દીધી ગાળ; ન બાપો કેમ મારે મને, મેહેતા કને હું લઇ જાઉં તને; કાન સાંભળ્યું તેણે રીશ, પગની જ્વાળા લાગી શીશ;તે સમે વરસ થયાં છે બાર, જાણે સઘળા રાજ વિચાર; મધ્યાને આવ્યો તે ઘેર, જનુનિને પુછી સહુ પેર;પેટે પાળી મારૂ આપ, દેખાડને તું માહરો બાપ; હાથ ચુડો માથે કેશ,જોબનવંતી બાળે વેશ.શીવ આજ્ઞા બોલોને સત્ય,જાણે અજાણે થઈ જે ગત;કલંક તે માનવીને ચડે,માહા દુખ મનુષને પડે;માટે સાચું બોલજે, મન તણો પડદો ખોલજે. તું જેવિ તેવી માય, તુજને દીઠે તિરથ થાય; સાચું બોલો તો દીલમાં ધરૂં. નહીં કહેતો મારીને મરૂં; સત કહોને કયાં

મુજ બાપ,તુજને હત્યાદીક પાપ એવિ વાત માએ સાંભળી, બ્રહ્મહત્યાથી આપ મન ડરી. લખી મેહેલ્યું છે ઘરમાં પત્ર. આપ્યું પત્ર હાથે તત્ર, તાહારે પીતા નવ જાણું હું, આ વાંચી ઓળખને તું. ઘટે તે શીક્ષા આલજો,માંહે લખ્યું તે પાળજો, ઉકેલ્યો કાગળ હેતે કરી, માંડયો વાંચવા દ્રષ્ટે ભરી.

દોહરો—સ્વામિ શ્રી ઉજેણિ ધણિ, ધીરવિર જેરાય; પ્રદુઃખભંજન સુખકરણ, વિક્રમજીત કહેવાય, સહોદર પરનારનો, સુખકારી જે આપ;ઇંદ્રથકી ઉત્પન હવો, વહ તમારો બાપ.નથી કાંઇ ખાંપણ નારીમાં,ઉજ્જવળ કરમી અંક,પરણિનેમહેલે પરહરી, મન નથી જાણી કઇ વંક,દ્રવ્ય આપ્યો છે ઘણો, પછે લીધિ છે વાટ,બેઠા ખાજો બે જણાં,પુત્રને માતા માટ,આવે પુત્ર જો રાજવિ, મુજ વિર્યથી હોય; તો મુજને જગાડજો, મન નવ જાણે કોય, બત્રીશ લક્ષણ આગળો, સંગીત શાસ્ત્ર સુજાણ મુજને આવી છેતરે, એ લખીયું એંધાણ.

ચોપાઇ—એવું પત્ર પોતે વાંચીયું, ખાંતે દલમાંહે સાચીયું. હરખ મનમાં જાગીયો,માતાને પગે લાગીયો, મારી માતા અવતારજ ધન, કોઈ જન્મનું પ્રગટયું પુન્ય. અશ્વ એક અનોપમ લીધ,દો આજ્ઞા મા કરીયે—શીઘ જઇ વેગે જગાડુ રાય, તમને હું તેડાવું માય,લોક અપવાદ ટાળુ મન સૂત્ર,તો જાણજો જાયો તમ પુત્ર.મા-રિ ચીંતા નવ કરશો તમો, કોઇનો ગાંજ્યો ન જાઉં અમો; પ્રદક્ષણા દેઇ પગે લાગીયો,આશીર વચન માગીયો. ઉત્તમ શુકન મારગમાં થાય;પુત્ર પીતાને મળવા જાય; વનમાં શુકન પંખીતણા, પામે રાજ તેમાં નહીં મણા, ઉજેણ તુરં ખેડયો તે રાય, પુત્ર પીતાને મળવા જાય. એક માસ ઉપર દીન ચાર, ગયો આવંતી રાજકુમાર પાંડવ નરત્ય સભામાં થાય, તે એક જોજનથી સંભળાય.નગ્ર માંહે અઢારે વરણ, હરીકથા સુણે નીત કરણ, પગલે પગલે શિવ પ્રસાદ,સઉ તણે મન ઉલાદ. રચ્યા રચાન વિશ જોજન વાટ. ઘણા કુવા પાણીના ઘાટ. ક્ષિપ્રા ત્રઠ બીજી ગંગ, સ્નાને થાય પાવન અંગ.સહુ માનવિ જાણે વેદ;ઇંદ્રિ જોવ અધિપતની ટેવ,વિષ્ણુ સરખા સઘળા બ્રહ્મ, અગ્નિ હોત્ર પાળે ખટ કર્મ, જાણે પદમની સરવે સખી, ઇંદ્રપુરી આ કારે લખી,ધર્મવંત અઢારે લોક,નહિ કોઇને વ્યાધિકે શોક કામદુરગા જેવિ સઘળે ગાય.ધર્મમાર્ગ તે સહુકો ધાય. રાજરામ શ્રી વિક્રમતણું, શું વખાણ કરિયે મુખ ઘણું; ઇંદ્રિઆકારે ફરકે ધ્વજ, અઇરાવન સરખા માંહે ગજ.ઘેર ગંગાજળ ઘોડલા ઘડ જાણે લંકા ટોડલા. એવી નગ્રિ ઉજેણિ વડી,શકે વિશ્વકર્માએ ઘડી સીના ચી-ત્રામણ ઘેર ઘેર, પતીવ્રતા પાળે બહુ પેર; સહુને મન પરમેશ્વર બ્રહ્મ, કો કોનો નવ ચુકે ધરમ. વઇશ કરે વેપારિ હાટ,લાભ લે બ્રાહ્મણને ભાટ. ક્ષત્રિ ક્ષત્ર વટારણમાં ચઢે, સાધુ પંડિતોશું વઢે રાજાનો સત્ય બાંધ્યો પંડ; કરે અપ્રાધ તેવો દે દંડ,વિપ્ર અજાચિક સહુના મન, રાજા પુરે બેઠા અન. પવિત્ર કાયા નિર્મળ દેહ,મનવાંછીત

વરસે છે મેહ;બેઊ જનને અદકો લાભ, રાજા લે દસમો ભાગ; જ્યાંહાં આણ ધરમની ફરે, ત્યાંહાં વીવન કોઈ નવ કરે. રામ રિધ એવું છે નામ;રાજકુંવર આવ્યો તે ઠામ, અજાણ્યો રાજ સભાએ જાઉ, તે તારણથી હળવો થાઊ.

દોહરા—ટોડે ગામને પેસતાં, સુંદર વાડી વન, તે જોવાને આવિયો; તે દહાડે રાજન. દળ પરાઠી ઊપડ્યું, જાણે સાગર પુર;તે સાથે થોભી રહયું આભા મંડળ માં સુર. દુદંભીવાજે ગડગડે, જેમ ગાજતો તેહ; તારા મધ્યે જેમ ચંદ્રમા,તેમ રાજાનો દેહ. ઘટા ઘડી ઘન તણી, તેવા શોભે ગજ; તે મધે જેમ વિજળી, તેમ ફરકે ધ્વજ. ધરૂજે કાયર દેખતાં, ગળે દુશમનનિ જાત; સહોદર ખીલી રહયો.જે અંબુજે પ્રભાત. ખલક જોવા ઊલટી, મહેલીને ઘરસુત્ર, માંહો માંહે નિરખીયો,મહીપત પોતે પુત્ર.

ચોપાઇ—નરપતી નીરખી ઉલટ થયો. રાજ સાભામાં રાજા ગયો;સહુ સહુકોને વળગ્યું કામ, રાજકુંવર ઉભો તે ઠામ. બુધ વિચારી તાંહાંકારણી નરીં માંહી ચતુર માલણિ; નારિ એક બેઠી તાંહ, પેઠો પોતે નાડિમાંહ,બાંધ્યો તુરિઆણીને ધીર, મુખ પખાળી પીધું નીર; આડી દ્રષ્ટે જોયું ચેહેન,હારજ લેજો માહારી બેહેન,મદેશી પરૂણો આવીયો પસલી એકકાપડુ લાવિયો, એમ કહી ગયો તે પાસ.મુકીમોહોર હેમની પચાસ; ભલે આવ્યો માડિનો વીર, લીધાં ઓવરણાં દીધી ધીર. જીવી જીવજો ડુંગર તણિ, વાધોલાજ વિક્રમથી ઘણિ; અનેક એવિ આશીશકરિ મેહેલી છાબ લાવિ પુષ્પતણિ, પરેમ હેતને ઉલટેભેર, તેડિ ગઇ પોતાને ઘેર; ખાનપાનને અમરતપપાક,રસોઇ સુંદર અત્રિશશાક, લવીંગસોપારી ઉજવળ પાન.સંતુષ્ટકરયો દઇને માન;ઢાળ્યો ઢોલીયો સકોમળ સેજ,પોઢાડયો બાંધવ આણિ હેત,રતનકમળ મુકયો દિવડો, તું માડિજાયો વિરડો; સુખ પામ્યો શાહોદર જાત, પછે પુછી વિગતની વાત. કુણ દેશને કયાંહાં ઘરસુત્ર, કુરાજવંશીના પુત્ર, કુણ પનોતી કુખે ધરયા રૂડા કરમની કુને વર્યા, શું જાણું સેજે છે કષ્ટ ઘણે. પંથે પળ્યા છો જોબન પણે સત્ય વાત ગમે તે કહો, મુજ આશ્રમે સુખે રહો, મુજથી થાય તે દીજે કામ, હું બેન બાંધવને નામ. રખે રાખો મનમાં ખરેખરો, મન મેહેલીને વાતો કરો.

દોહરા—રાજકુંવર કહે બેનડિ, હવડાં નરપતી કામ; તારે ઘેર રહયા થકી,જણાશે બાપનું નામ, પ્રગટ થાશુ એક માસમાં, ભાગશે મનસંદેહ;ત્યારે પસલીઆ પશું, મન ચીંતવશો તેહ. જો અમને રાખી શકો, તો રાખો આ ઠેર. આગળથી તમને કહું, હું છું રાજાનો ચોર,અમને રાખે કોપશે,તારો વિક્રમરાય, પેહેલી દુભવ્યુ તે રૂડિ, હવડાં કેશોનાય. બેનકહે શુણબાંધવા,ધન આજનો દીશ, રાજાવિક્રમ કોપશે, તો તાંહાં દેઉ શિશ, જેનેઘેર પરૂણલો, તેને મનતો દેવ, માટે મારો ઇષ્ટનું કરૂ તમારિ શેવ માહારિ જાત માહારો ધણિ, મારો જાયો પુત્ર, તે સર્વે છે તાહરૂ,

શમરથ સહિત ઘરસુત્ર; ઘરમાં બેઠા રહોતમો, મુજને સોંપો કામ; ઇચ્છા ભોજન નીત્ય જમો, ખરચો દહાડી દામ જાઉ નીત રાજદ્વારમાં લાવું ઘણેરો ગ્રથ; ચરચા નીત્ય તેની કહુ. જે કાંઈ હોએ અર્થ.ચોપાઈ—વારૂ બેનડી દુઃખ જશે,ભારેકામતો તેથિ થશે; એમ કહીને હામજ ધરિ,પોહોડયા સહુકો નિદ્રા કરિ. પ્રાતુકાળ ઉગીયો રવિ, દાતા ભક્તિને વેળા હવી; સ્નાન દાન કીધાં ભોજન,પંચામ્રત આરોગ્યાં અંન; બીજા દીવસનિ રેહેણી થઇ. ફુલ આપવા માલણ ગઇ. બેહેન તુજને આપુ પત્ર, રાજસભામાં નાંખો તત્ર, આપી ફુલ વળી તે નાર.નાંખ્યો પત્ર સભા મોઝાર; બીજે દીનસે બેઠા સહુ સાથ, કાગળ ગયો રાજાને હાથ;બીડા દેખી વાંચ્યુ હેત,વાચ્યો સાંભળતાં સભાસમેત, સ્વતશ્રી વિકરમ રાજન,પવીત્રછોજી નિરમળ મનલખીતંગ છે માહારૂ નામ, અમો રહ્યા તાહારે ગામ, ગરાશીઓ ઉજેણિતણો, માગુ દ્રવ્ય અનગળ ગણો; માટે આવ્યો છું તમપાસ, બાર વરસનો લેઈ ગ્રાસ. આજન આપો તો બમણો લેઉ, દંડ રાજા પ્રજાને દેઉ; માહારો માલ ભોગવશો તમો, બારવટીએ રહીશું અમો; જાગ્ય જાગ્યરે હવેતું,મારા માલને ભોગદારિ હું, સંક્ષેપ લખું છું આજ, નહી ચેતે તો લેઇશ લાજ; એવું વાંચ્યું પોતે રાજન, લાગી ઝાળ પોતાને મન. સાંભળતામાં સહુકો હસ્યા,મર્મ બોલ આ મનમાં વસ્યા;ચિતરામણ લખ્યા હોય જેમ, સભા રહી સાંભળવા તેમ. કહો ભાઇ આ લખનારા કોણ, થયો ગરાશીયો પેદા ઓણ;લખી વાત જેણે આવડિ,ધન કુખ એનિ માવડિ,લખ્યું પાળે તો સાચો હોય, નહિતો લબાડ લખ્યું છે કોય; છાના કાગળ નાખે મેહેલ, કરવું કઠણ ને લખવું સેહેલ. એમ કહીને બીડુ કરયું, ભરિ સભા મધે તે ધરયું; આ લખનારને લાવે અહીં,રાજાનું બીડુ ચાવે સહી;મોટી વાત મોટાના કામ,કોઇ ઘાલી શકેનહી હામ; શેહદેવ મુળદેવ બાંધવા જેહ. માહા અશાકરા પંડિત તેહ, તેણે ઉઠીચાવ્યાં પાન, મહિપતે દીધાં બહુ માન; આજતો આ કારજ કીજીએ, શરપાવ શવારે તો લિજીએ.

દોહરો—પડો વજડાવ્યો પુર વિષે,રાતે નિકળે કો બહાર; તેને તસ્કર જાણવો, મારિ લાવું આ ઠાર. ચોપાઇ—આજ રાતે નિકળશે ઘોર, તેરાજા વિક્રમને ચોર,પંડીત લાવ્યા પોતાને ઘેર, મનમાંહે વિચારિ પેર;ચતુરાઇએ તસ્કર ઝાલવો, પંડિત જસ રૂડો આલવો;મુકાવ્યા દરવાજા ઓળ,બે ઉઘાડિ મુકી પોળ.જો લખનારો પ્રાક્રમી હશે,તો માજમ રાતે પેદા થશે,હેડ સાંકળીને બંધે કરી ચાલુ ચરણ તેને છેતરિ. શેહદેવ ઉગમણો ગયો, મુળદેવ આથમણો રહયો; તે માલણે લીધોપાર. કહ્યો કુંવરને સરવ વિચાર. કોઇક ઠગ નગ્રે આવિયો, રાજાશુ આડિ લાવિયો;તેને આજ પંડિત ઝાલશે, બાંધિ બંધ હેડે ઘાલશે.વારૂ કહીને પોઢયો વિર;હવે કરૂં હું પ્રાક્રમ ધિર; સહુ ધારણ પડયું જ્યારે, મધરાતે ઉઠયો તાહરે. સ્ત્રિ શણગાર તે સારા ઘણા,

